આકાશમાં ઉડતો

# ચમત્કારી ઘોડો.

લેખકઃ—

પટેલ ડાહ્યાભાઇ ઉમેદભાઇ

પ્રકાશક

'કંચનલાલ શાંતિલાલ બ્રધર્સ'.

ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે-નડીઆદ.

પ્રત-૨૦૦૦ આવૃત્તિ ૧ લી સં. ૧૯૮૫

અમદાવાદ-પાનકોર નાકે મનોહર પ્રીન્ટીંગ પ્રેસમાં

મોતીલાલ ગણપતરામે છાપી.

કીંમત બાર આના.

આકાશમાં ઉડતો

# ચમત્કારી ઘોડો.

## પ્રકરણ ૧ લું

### મહારાણીની ચીંતા

તપ આદર્યું શ્રી શીવજીનું સંકટ ટળ્યું રાજન તણું;
આનંદ ઉરમાં ઉપજ્યો, દીપાવ્યું શીવે આંગણું.

વિંધ્યાચળ પર્વતની નજીકમાં રાણકપુર નામે એક નાનું રાજ્ય આવેલું હતું. ત્યાંના રાજા રાણકદેવ અને તેમનાં ધર્મપત્નિની રાણકદેવી હતાં. બંન્ને જણાં ઇશ્વર ભક્તિ તેમજ ગરીબો પ્રત્યે સારો ભાવ ધરાવતાં હતાં. સુખ સંપતિનાં અનેક સાધનો હોવા છતાં કોઇ કોઇ દિવસ રાણી ચિંતાતુર બની જતાં તેમનો ઉદાસીન ચહેરો કોઇ વખત રાજાના જોવામાં આવતો નહિ. આથી રાજા તદ્દન અજાણ હતા. એક દિવસ રાજા કોઇ કારણસર અચાનક રાણીના એકાન્ત ભૂવનમાં આવી ચઢયા આ વખતે રાણી ઉદાસીનતામાં બેઠાં હતાં. તે રાજાના જોવામાં આવવાથી રાજાએ પૂછ્યુ. હે પ્રીયે ? આજે

આપના મુખપર ઉદાસીનતા છવાઈ છે તેનું શું કારણ? ગણીએ કહ્યું. સ્વામીનાથ ! કંઈ નહિ આપના દર્શનના વિચારોએ હતી. ત્યાં આપ આવી ચઢયા; એટલે હવે ઉદાસીનતા રહીજ નહિ. એમ બોલી કૃત્રિમ હાસ્ય મુખપર લાવી રાણી બીજી વાત પર રાજાનું ધ્યાન ખેંચવા લાગ્યાં. ચતુર રાજા સમજી ગયો કે જરૂર આજે રાણી કંઈ ઉંડા વિચારમાં છે. મુખપર હાસ્ય લાવે છે પણ અંતઃકરણ રડે છે.

### દોહરો

આગ અંતરમાં બળે ને, હાસ્ય મુખપર લાવવું;
સત્વર જણાવો હોય જે, કારણ બન્યું શું જાણવું.
ઉદાસ શાને આજ છો, શા શોકમાં ડુબી ગયાં,
આજ્ઞા ઉથાપી કોઇએ, તેથી શું ઉદાસી થયાં.

હે પ્રાણ પ્રીયે ? સત્વર જણાવો. શું કોઇએ તમારી આજ્ઞા ઉથાપી જો તેમ કર્યું હોય તો જણાવો કે તે પાપીને તેના પાપ કર્મની સજા કરૂં. આથી રાણી બોલ્યાં. સ્વામીન્ ! આપની શીતળ છાયા નીચે સદા હું નિશ્ચિંત છું પ........ણ......રાજા—રાણી પણ કહી કેમ અચકાઓ છો, શું કહેવાય તેવું નથી. જે હોય તે સત્વર કહો.

### દોહરો

જે હોય તે સત્વર કહો, ના શોક દીલમાં આણતાં
ગુન્હો હશે જેનો કદી, ના વાર લાગે મારતાં.
છાયા શીતળ મારી છતાં મમ મહેલમાં આ દુઃખ શું
સાચું જણાવો હોય જે તમ મુખ આજે આમ શું.

હે સતી સાધ્વી નારી ! તમે મુખ પર ગમે તેટલું હાસ્ય લાવો છતાં અંતઃકરણ તો રડી રહ્યું છે. આથી નિરૂપાયે રાજાનો અતિઆગ્રહ જોઇ રાણીએ જણાવ્યું સ્વામિ ! આપને અખુટ લક્ષ્મિ હોવા છતાં તેનો વારસ થનાર આપના કમભાગ્યમાં ન હોવાથીજ આજે ઉદાસ છું.

દોહરો

કરોડો માલ મિલ્કતને, હજારો મહેલને માળા.
નથી જ્યાં પુત્ર રત્ન ત્યાં, બધા તે આગ સમ લાળા.
નથી જે ઘેર સંતાનો, સદા રહે વાંઝીયા મેણું
પ્રભાતે ઉઠતાં કોઇએ ન જુએ મુખ પણ તેનું.

આથી રાજા શોકાતુર બની ગયા. રાણી તેમાં આપણો નિરૂપાય છે આપણા કિસ્મતમાં તેમ હશે તો પછી આપણે શું કરીએ હવે પુત્રની આશા નકામી છે.

દોહરો

માનવી મનથી આદરે, કીરતાર ત્યાં ન્યારૂં કરે.
કર્મે લખેલું હોય તે, કો થી ના ટાળ્યું તે ટળે.
ભુંડુ અગર કરવું ભલું. તે સૌ કીરતારને હાથ છે
દુઃખ દરિયાથી ઉગારવું તે તો પ્રભુને હાથ છે.

આમ વાર્તાલાપ કરી શોક સાગરમાં ડુબતાં રાજા રાણી વિખુટાં પડયાં. પણ રાણીને વિચાર પુત્રનાજ આવ્યા કરતા હતા. આમ વિચારોમાં રાણી રાત્રે નિંદ્રાધિન થયાં. મધ્ય નિશાને સમયે રાણીને સ્વપ્નું આવ્યું. પોતાના ખોળામાં એક બાળક રમે છે. તે બાળકનું રૂપ જોઈ સર્વ કોઇ આનંદ પામતાં પુત્રનાં દર્શન કરવા આવતાં

હતાં. રાણીએ ઉંઘમાં પુત્ર પર વ્હાલ આવવાથી ઉંઘ. થઇ હાથ લાંબા કરી લેવા માટે દોડયાં તો બત્તી હાથમાં આવતાં આંખ ઉઘડી ગઇ ને પોતે નીરાશ થઇ મુર્છાગત થયાં. આ બિના બીજે દિવસે સવારે રાજાના કર્ણ પર ગઇ રાજાના મનમાં પણ થયું કે ખરેખર ! કહ્યું છે કેઃ—

છપ્પો

જે ઘર હોયના છોકરૂં તે ઘર હોય અંધારૂં
જે ઘર હોય ન સુત, તે ઘર કહેવાય કપુત.
જે ઘર હોય ન તન તે કહેવાય ના જન
જે ઘર હોય ન પુત્ર તેનું નવ ચાલે સુત્ર.
પુત્ર વિનાના નર બધા વાંઝીયા લેખાય છે.
મુએ મોઢું ના જુએ, વ્યંઢળ મહી લેખાય છે.

માટે લાવ જંગલમાં જઇ શીવજીની આરાધના કરૂં તો મારા ભાગ્યમાં લખાયેલું મ્હેણું ટળે. આમ વિચાર કરી રાજા રાણી પાસે રજા લઇ પુત્ર પ્રાપ્તી માટે શીવજીની આરાધના કરવા જંગલમાં ગયા શીવજીની ખરા અંતઃકરણથી આરાધના કરવાથી શીવજી પ્રસન્ન થયા ને બોલ્યા હે રાજન ? તારી ભકિત જોઇ હું તારા પર પ્રસન્ન થયો છું. " માગ તારી શી ઇચ્છા છે ? "

શંભુ ? આપ સર્વ વ્યાંપી છે, આપનાથી કંઇ અજાણ્યું નથી આપ કૃપા કરી મારી ઇચ્છા પૂર્ણ કરો. મહાદેવે કહ્યું જા તારી સ્ત્રીને પુરા દશ માસે પુત્ર પ્રસવશે તે મહા રૂપાળો ગુણવાળો અને શોળે કળા પૂર્ણ પામી જગતમાં નામના અમર કરશે. તેના કાર્યોથી દેવતાઓ પણ તેને પોતાના ખોળામાં રમાડશે.

આટલું બોલી શીવજી અંતરધ્યાન થયા. ત્યારબાદ રાજા રાજ્યમાં પાછા આવ્યા. આ સુખ સમાચાર રાણીને જણાવ્યા રાણી પણ ખુશ થયાં ને આનંદમાં દિવસ નિર્મગ્ન કરવા લાગ્યાં. આમ કરતાં રાણીને દશમે માસે પુત્ર પ્રસવ્યો. શીવજીના કહેવા પ્રમાણે પુત્ર રૂપાળો પણ હતો. શીવજીએ આપેલો હોવાથી તેનું નામ શિવદત્ત પાડયું આખા શહેરમાં આજે આનંદ પ્રસરી રહ્યો હતો. રાજાએ ઘેર ઘેર સાકરના પડીઆ મોકલાવ્યા ગરીબોને ભોજન આપી સંતુષ્ટ કર્યા. હવે શિવદત્ત દિન પ્રતિદીન મોટો થવા લાગ્યો તેની ઉમ્મર સાત વર્ષની થઇ એટલે રાજાએ તેને નિશાળે મુકયો. નિશાળમાં માત્ર ધનાઢયના છોકરા છોકરીઓ સાથેજ ભણતાં. આ નિશાળમાં શહેરના નગરશેઠની પુત્રી નામે રૂપવતી પણ ભણવા આવતી હતી. બંન્ને સાથેજ અભ્યાસ કરતાં હતાં. આમ કરતાં બન્નેની ઉમ્મર લગભગ પંદરવર્ષની થઇ હતી.

એક દિવસ બપોરના વખતે નિશાળમાં રજા પડી તે વખતે સર્વે ઘેર ગયા પણ શીવદત્ત અને રૂપવતી બહાર ન ગયાં. બંન્નેના વિચારો ધર્મને અનુસરતા હતા. આ બંન્ને એકલાં હોવાથી રૂપવતીએ કુંવરની પરીક્ષા કરવા પૂછયું. કુમારશ્રી ? "શીવજીએ માથા ઉપર ગંગા રાખી છે તેથી ગૌરી ખેદ કરે છે છતાં શીવને કંઠે ગૌરી ચુંબન કરે છે તેનું કારણ શું ?" કુમારે જણાવ્યું. "હે શેઠની પુત્રી ? ગૌરી પોતાની શૉકના ખારથી ક્રોધે ભરાઇ શીવજીના કંઠમાં રહેલા નાગને ચુંબન કરી તેનું ઝેર ચુસી મરણ પામવા માટે ચુંબન કરે છે." આવો સરસ પ્રત્યુત્તર મળતાં કુંવરી આનંદ પામીને બોલી. હે કુમાર ? આ સંસારમાં સદ્‌ગુણીને સદ્‌ગુણી મળે તોજ તેમનો સંસાર સુખમય બને ? રાજકુમાર શેઠપુત્રીની વાત સમજી જવાથી બોલ્યો હે શેઠ પુત્રી કન્યા એ પરવશ છે. ને જો તેને પોતાના મન

ઞમતા સાથે તેનો સંબંધ જોડાય તોજ તે સુખી બને ? નહિતર તેમનો સંસાર ઝેરમય બની જાય.

શેઠપુત્રી–તો કુમારશ્રી હું તો તમને વરી ચુકી છું. તે હવે તમેજ મારા શીરતાજ છો.

દોહરો

શીરછત્ર સ્વામી આપ છો. માલીક મમ તનના તમે
દાસી બની સેવી ચરણ નીશદીન વર્ત્તીશું અમે.
સુખ દુઃખમાં સાથે રહી, સંસારને શોભાવશું
નિજ નામના અમર કરી નીજ કુળને દીપાવશું.

આમ બંન્નેની પ્રેમવાત ચાલે છે ત્યાં ટાઇમ પુરો થવાથી છોકરાઓ આવી પહોંચ્યા. એટલે હવે આ પ્રેમી જોડાંને વાર્તાલાપ કરવાનો વખત રહ્યો નહિ.

શેઠપુત્રી રૂપવતીએ પોતાની સખીઓને જણાવ્યું કે મેં આજે નિશાળમાં રાજકુમાર શિવદત્તને વરવા માટે વચન આપ્યું છે. તેથી આ વાત મારા માતાપિતાને સમયાનુસાર જણાવશો. તેની સાહેલીઓએ આ ઉત્તમ હકીકત રૂપવતીના માતાપિતાને જાહેર કર્યું. તેથી તેના માતાપિતાએ હર્ષ સાથે માન્ય કરી. એટલુંજ નહિ પણ પોતાની પુત્રીનું નાળીએર રાજાને ત્યાં મોકલાવ્યું. રાજાએ નાળીએર ઉમંગથી સ્વીકાર્યુંને ઘડીયાં લગ્ન લઇ પુત્રને પરણવા માટે લગ્નની તૈયારીઓ કરવા માંડી શહેરમાં રોશનાઈ તથા અન્ય સારા દેખાવો કરવાના કંટ્રાકટો અપાયા. દેશદેશના રાજાઓને આમંત્રણ મોકલાવ્યાં. વાંચક ત્હેને અહીં શંકા થશે કે રાજાએ એક રૈયતની પુત્રી સાથે લગ્ન કેમ કર્યું તો ધીરજ ધર તને હમણાંજ જણાશે તે ધનાઢય શેઠ તે

કંઇ એજ નગરના વતની ન હતા. તે પરરાજ્યના હતા ને તેમની લક્ષ્મી રાજાના કરતાં પણ વિશેષ હતી. તેથી તેમને માટે કોઇ શંકા કરે તેવું ન હતું. સાંજના ચાર વાગતાં વાજતે ગાજતે સ્વારી ચઢીને શેઠના ધામે આવી. શેઠે પોતાની પુત્રીના લગ્નના ઉત્સવમાં મંડપ એવો તો શોભાવ્યો હતો કે જ્યાં ત્યાં સાચાહીરા માણેક, મોતીથીજ શણગાર્યો હતો. જોનાર માણસ બે ઘડી ઇંદ્રભવનને પણ વીસરી જાય, ધામધુમથી લગ્ન થયાં કન્યાના બાપ તરફથી કન્યાદાનમાં ૮૦ હજાર રૂપીઆનો મહેલ ને દર મહિને બેહજાર રૂપીઆ નોકર તથા ખર્ચ માટે બાંધી આપ્યાં. કુંવર તરફથી રાજાએ પોતાના તાબાનાં પાંચ ગામ તથા દર મહિને ચાર હજાર રૂપીઆ ખર્ચ બાંધી આપ્યું હવે આ પ્રેમી યુગલનાં લગ્ન આનંદથી થયાં સર્વેએ આશીર્વાદ આપ્યાં.

દોહો.

પ્રેમી યુગલ સુખે રહો. સંસારમાં સત્ ધર્મથી.
વિક્ષેપ ના 'પાડો કદી, અનીતિ તણાં કુકર્મથી.
શાન્તિ સદા સઉસ્થાપજો, ઉરમાં અને બાહર વળી.
આશીષ સર્વે આપીએ. રહેજો સદા સહુ હળીમળી.

કહી સર્વેએ જયનાદ કર્યો. પ્રેમી જોડાં તથા સર્વે લોક પોત પોતાને સ્થાને ગયા તો વાંચક ચાલ હવે શિવદત્તના પ્રસંગોને સંભાળી આપણી વાતો આગળ શરૂ કરીએ.



# પ્રકરણ ૨ જું



## સાધુ કે શેતાન



જે જન મનથી આદરે; કરવા અન્યને હાણ;
ખોદે ખાડો તે પડે, નક્કી મનથી જાણ.

એક દિવસ પ્રભાતમાં શિવદત્ત તથા રૂપવતી બંને વાર્તાલાપ કરતાં આનંદમાં બેઠાં હતાં. ત્યાં એક દુષ્ટ વેષધારી સાધુ ત્યાં આવ્યો. તેણે કુમારને ઘણાજ નીચા નમી પ્રણામ કર્યાંને બોલ્યો. હે કુમારશ્રી! મારી એક ઇચ્છા પૂર્ણ કરવા માટે આપની પાસે આવ્યો છું આપ વીર ધીર ને સત્યવાદી છો એટલે મારા મનની ખાત્રી છે કે મારી ઇચ્છા આપવિના પૂર્ણ બીજાથી થઇ શકશે નહિ. આથી કુંવરે કહ્યું. યોગીરાજ આપની શી ઇચ્છા છે જે હોય તે જણાવો આપને મારાથી બનતી મદદ કરીશ. આથી પાપી પ્રપંચી ધુતારાએ જણાવ્યું કુમારશ્રી! મારે આપની પાસેથી ધન, ધામ, કે જમીન જાગીર નથી જોઇતી. માત્ર આપની મદદની જરૂર છે તે જો આપ આવી મદદ કરો તો મારૂં કામ નિર્વીઘ્ને પાર પડે.

શિવદત્ત–તે આપનું કાર્ય જાણ્યા પછીજ હું આપને કહી શકું!

યોગી–કુમારશ્રી. મેં વિશ્વ વશ કરવાનો મહામંત્ર સાધવા માંડયો છે તેમાં બત્રીસલક્ષણા પુરૂષની જરૂર છે. કારણકે ભૂત, ચુડેલ ડાકણ, સાકણ વિગેરે બત્રીસ લક્ષણા પુરૂષની ચોકીમાં પ્રવેશી શકતાં

નથી. તો જો આપ આવી ત્યાં ચોકી કરો તો મારૂં કામ સિદ્ધ થાય તેમ છે. ને તે આ કાળી ચોદશેજ સાધવાની છે માટે રાત્રે બાર વાગે જો શમશાન ભૂમીપર આવો તો ઠીક.

દોહો

નહી કામ એ કાયર તણું શુરવીર કેરૂં કામ છે.
બહાદુરને શુરવીર થકી, તમ નામ પણ વિખ્યાત છે.
મમ હૃદયની આ આશને; પુરી કરો તમ રાજવી,
આપી વચન મુજને તમે, શોભા વધારો તાજની.

કુમારશ્રી—યોગીરાજ ! જાવ હું આપને મદદ કરીશ ! ને કાળી ચૌદશને રોજ હું શમશાન ભુમિએ હાજર થઇશ.

દોહરો

યોગી પળો ખુશી થઇ, બંધાયા કરવા કામને,
રક્ષા કરી પાળી વચન, ઉજ્વળ કરીશું નામને;
ચૌદશને દિન રાતના, શમશાનમાં મળશું અમે.
વિદ્યા સાધી તમ તણી, યશ માન મેળવજો તમે.

વચન લઇ યોગી ત્યાંથી વિદાય થયા તેને ગયે થોડો વખત થયો હશે ત્યાં તેનો મિત્ર ચતુરસીંહ આવી પહોંચ્યો. એટલે કુમારે યોગીને આપેલું વચન કહી સંભળાવ્યું ચતુરસીંહે જણાવ્યું કુમારશ્રી તમે એ વચન આપવામાં મોટી ભુલ કરી એવા જોગટાઓને તો કદી આશ્રય આપીયેજ નહિ કારણકે તેવાઓ તો ઉપરથી સાધુપણું બતાવે અને અંદરથી સેતાનીયતપણું ચલાવે છે? એવાઓ પ્રત્યે વિશ્વાસ કરવો તે કોઇ ને કોઇ વખત જાનની હાનિ કરવા જેવું છે.

## દોહરો.

નીજ સ્વાર્થ પુરો પાડવા, સેતાન જુએ ના કદી;
કે અન્યનું બુરૂ થશે, તે ના વિચારે એ કદી.
સામા તણું ઉંધું વળે, તોયે જરા ડરતા નથી.
સેતાન ! એવા સાધુઓ, કાં આજ તે મરતા નથી.

માટે એવા સેતાનોને ઉભાજ ન રહેવા દેવા જોઇએ. આથી કુમારને જણાવ્યું, પણ મિત્ર તેં તેને વચન આપ્યું તોયે શું; ને ન આપ્યું તોયે શું. આથી કુમારના મનમાં જરી ગુસ્સો આવ્યો ને બોલ્યો ? મિત્ર શું તું વચનની કીંમત એટલીજ સમજે છે. વચનને માટે જો પહેલાંના રાજાઓએ શું કર્યું.

વચન એકને કાજ, રામ જઇ વનમાં વસીયા.
વચન એકને કાજ, પાંડવો જુગાર રમીયા.
વચન એકને કાજ, હરીશ્ચંદ્ર નીચ ઘેર જઇ વસીયા.
વચન એકને કાજ, તારામતીએ પાણી ભરીયાં.

શું તેમના વચનની કીંમત હતી કે નહિ ? વચન એતો માણુસ માત્રનું જીવન છે. મનુષ્ય માત્રનું સુખનું સાધન છે. જેણે વચનને નથી પાળ્યાં. તેની દશા જુઓ.

## દોહરો.

વચન પાળ્યુંના 'કૌરવોએ, રાજ્ય તણું નીકંદન કીધું.
વચન પાળ્યુંના અહલ્યા પુત્રે, 'દુઃખ શીરપર તો લીધું,
વચન પાળ્યુંના સુમતિ વિલાસે, નીચ વેશ્યા ધામે જઇ વસીયો.
વચન પાળ્યું ના નળ રાજાએ, આખર સર્પ વનમાં ડસીઓ.

બીજે દિવસે કાળી ચૌદશનો દિવસ હોવાથી કુમાર પોતાનાં હથીયાર સજી સમશાન ભૂમિપર ગયા. ત્યાં જોગીએ એક કુંડાળુ બનાવી પોતાને માટે બેસવાની જગ્યા બનાવી હતી. કુંવરને જોઇ યોગી બોલ્યા કુમારશ્રી આપને દેવ દાનવ હરકત ન કરે માટે આપની ચોટલી આ વડની મુળી સાથે બાંધવા દો. આથી કુમારે જવાબ આપ્યો યોગીરાજ ? તમો નિર્ભય રહો દેવકે દાનવ મારૂં નામ દેઇ શકનાર નથી. કારણકે સત્યથી દેવને દાનવો પણ ડરે છે. તમો તમારૂં કાર્ય કર્યે જાવ હું તલવાર લઇ આપની ચોકી કરૂં છું. આવો કુમારનો જવાબ સાંભળી યોગીએ વિચાર્યું કે કુમાર કાંઇ આમ ફસાય તેમ નથી માટે તેમને ગફલત ખવડાવીશ તોજ મારી શકાશે; એમ ધારી પોતાની સાધના કરવા માંડી. અને મરેલા માણસના મુખમાં હવન કરવો શરૂ કર્યો. તેની વિદ્યાના બળથી એક દુષ્ટ દેવી દાંત કકડાવતી ખાઉં ખાઉંના પોકાર કરતી હાથમાં ખડગ લઇ ત્યાં આવી પહોંચી. આવું દેવીનું ભયંકર રૂપ જોઇ રાજકુમારે પોતાની તલવારને ક્ષત્રીવટનું પાણી ચઢાવ્યું. ને પોતે ઘોર ગર્જના કરી બોલી ઉઠયો હે દુષ્ટ દેવી? તું કોણ છે પ્રથમ મારી સાથે વાત કર ને પછી તારે જે કરવું હોય તે કર જો તું તે યોગીને મારવા ધારતી હોઉં તો તે આશા ત્યજીદે ને પ્રથમ મારી શમશેરની સરખામણી કર !

### દોહો.

ક્ષત્રિ ઉભો છે રક્ષવા, તેને શું તું મારી જશે.
રક્ષણ કરૂં છું જેહનું. તેનું શુ ભક્ષણ તો થશે.
આશા ત્યજી તમ ઉરની, સીધાવો સત્વર ધામમાં
નહી તો હણાશો આજ અહીં. હેરાન થાશો રાનમાં.

આવી કુમારની બહાદુરી જોઇ દુષ્ટ દેવી પણ ડરી ગઇ ને ઘોર ગર્જના કરી યોગી પ્રત્યે બોલી. "લાવ મારો ભોગ" આથી યાગી ક્રોધે ભરાઇ રાજપુત્રને કહેવા લાગ્યો. મુર્ખ તું હજુ કેમ સમજતો નથી. હવે તું તારે હાથે તારૂં મસ્તક કાપી દેવીના ચરણમાં ધર કે જેથી દેવી સંતુષ્ટ થઇ તને સજીવન બનાવશે. ને તારા જગતના તમામ શત્રુંઓ તને નમતા આવશે. ને તારૂં રૂપ સુરજના જેવું થશે. આવું સાંભળી ચાલાક કુંવર યોગીના મનની સઘળી વાત સમજી ગયો. ને લાલ નેત્ર કરી બોલ્યો. અરે દુષ્ટ જોગટા ? તું એક ભીખારી ને હું રાજાનો કુંવર ? તું દુષ્ટ છે માટે તને હણી આ દેવીને સંતોષી જગતનો ભાર દૂર કરૂં. જોગી આથી સમજી ગયો કે કુંવર હવે મને મારશે. એટલે તેણે તલવાર કાઢી કુંવરના ઉપર ઘા કરવા લાગ્યો. આથી કુંવર ગુસ્સે ભરાયો ને તે કુદકો મારી યોગીની ખાંધપર ચઢી બેઠો. પણ જોગીએ વિદ્યાના બળથી તેને આકાશમાં ઉછાળી દીધો. કે હવે તે જમીનપર પડી મર્ણ પામશે પણ.

દોહરો.

રાખણ વારો રામતો, થાય ન વાંકો વાળ;
જખ મારી ઝાંખા પડે, દુશ્મન હોય હજાર.
દુશ્મન હોય હજાર આંચ નવ ઉની આવે;
કળ બળ છળમાં તકે, ફરેબીમાં ના ફાવે.

તેની માફક "જેને રામ રાખે તેને કોણ મારે" ની માફક કુંવર આકાશમાં ચઢયો. આ વખતે આકાશમાં સૃષ્ટિ નીરીક્ષણ કરવા નીકળેલી ત્રીલોચના દેવીએ કોઇ મનુષ્યને જોઇ પોતાનો જાદુઇ ઘોડો તે તરફ દોડાવ્યો. નજીક આવતાંજ ઘોડાને સુક્ષ્મ

બનાવી કુંવરને પોતાની પાસે લઇ લીધો. પછી ત્રિલોચનાની નજર એકાએક પૃથ્વી પર પડી તો એક યોગીને હાથમાં ખડગ લઇ બેઠેલો જોયો. તેથી દુષ્ટ જોગી ઉપર ત્રિલોચના ગુસ્સે ભરાઇ અને પોતાની મંત્ર વિદ્યાના બળથી તેને બાળી ભસ્મીભુત કર્યો. બાદ કુંવરને લઈ પોતાનાં ધામ તરફ ચાલી. તો વાંચક ચાલો હવે કુંવરને શું કરે છે.

## પ્રકરણ ૩ જુ

### મોહજાળ.

મોહ એવી ચીજ છે, જ્યાં ભલા ભલા ભુલા પડે;
પણ જ્ઞાનથી તરછોડતાં, તે ના કદી કો ને નડે.

શિવદત્તને લઇ દેવી પોતાના આવાસે આવી મૃત્યુ લોકના મનુષ્યને સ્વર્ગમાં દાખલ ન થવા દેવાનો હુકમ હોવાથી ત્રીલોચના દેવીએ પોતાની વિદ્યાના પ્રતાપે એક સોનેરી મહેલ બનાવ્યો. ને ત્યાં કુંવરને રહેવા માટે સ્થાન આપ્યું. એક દિવસ કુંવર પોતે બેઠેલ હતો ત્યાં ત્રીલોચના દેવી આવી ચઢયાં. તેમણે કુંવરને કહ્યું કે કુમાર ! હવે તમે અહીં સુખેથી રહો. મારાં જે દાસ દાસીઓ છે તે આપનાંજ સમજજો. તમારા રૂપ અને હોંશીયારી જોઇ હું તમારા ઉપર મોહ પામી છું. ને તેથી હું મારા ભાગ્યને ધન્ય માનું છું કે આજે હું ધણીયાતી થઇ. આ સાંભળી કુંવર બોલ્યા હે દેવી ! આપ તો

માતા તુલ્ય છો. આપનામાં આવા શબ્દોનો વાસ ન હોવો જોઇએ. તમો દેવ ગણત્રીમાં ગણાયા છતાં અમ જેવા મૃત્યુ લોકના મનુષ્ય ઉપર મોહ ધરાવો તે કેટલી અજ્ઞાનતા તમોને જ્ઞાન રૂપી ત્રીજું નેત્ર હોવા છતાં આમ ભુલ ભુલામણીમાં પડો તે આશ્ચર્યજ કહેવાય !

ત્રિલોચના કુંવરના આ શબ્દોથી ઉલટી વધારે મોહ પામી ને બોલી કુમારશ્રી આપ ગમે તે કહો પણ હું આપને જોઇ કામ બાણથી હણાઇ છું. આપ મૃત્ય લોકના મનુષ્ય નથી પણ દેવાંશી પુરૂષ છો. ઘણા માણસો આ સુખો પ્રાપ્ત કરવા માટે જપ, તપ, ધ્યાન ધરી ધરી પોતાના દેહને પાડે છે છતાં આ સુખો મેળવી શકતા નથી તો આપને વિના મહેનતે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાળ ધોવા જાવ છો તે તમો ભુલ કરો છો. હું આપની દાસી બની આપના ચરણ સેવી આપની તહેનાતમાં હાજર રહીશ.

દોહરો

સ્વર્ગીય સુખને પામવા, વૃથા પ્રયત્નો આદરે
જપ, તપ, અને ઉપવાસથી, નીજ દેહને રોજે દમે
છતાં ન દેખે સ્વર્ગને, તો તો સુખોની આશ શી.
આખર મરીને ખાખ થાતા, પામે મરણ નીરાશથી.

આવાં વાકયો સાંભળી કુંવર બોલ્યો દોહરો.

દેવી સુણો મમ વાત આ, નથી આશ સ્વર્ગીય સુખની
કુદરત તણો છે કાયદો, કે તડકા પછી હોય છાંયડી
વિષય મહી અંધો બનું, એ નર નહીં હું વીર છું
ધર્મે પણ સત ધર્મથી, એવો હું રણધીર છું.

દેવી તમે તમારૂં કર્તવ્ય ચુકો છો તમારે તો અમારા જેવાં પ્રાણીઓને ઉપદેશ આપી સંસારની મોહ જાળમાંથી છોડાવવાં જોઇએ તેતો ભુલી જઇ ઉલટાં તમોજ મોહજાળમાં ફસાઓ છો આ કેવું આશ્ચર્ય જનક ? આવાં કુંવરનાં નીતીમય વચનો સાંભળી દેવી બોલ્યાં હે કુમાર ! હું ભુલી આપના સદ ઉપદેશે મારા વિહ્‌વળ મનને શાન્ત કર્યું છે. આજથી તમો મારા ધર્મના ભાઇ છો ને હું તમારી બેન છું. આમ સંવાદ ચાલી રહ્યો હતો ત્યાં કોઇનો મીઠો ધ્વની કુમારના કર્ણપર અથડાયો. એટલે કુમારે પુછ્યું દેવી ? આ મધુર સુર ક્યાંથી આવ્યો ? દેવીએ કહ્યું-હે ધર્મ વીર ! અહીં એક ચંદ્રા નામની અદભુત ગુંફા છે ત્યાં એક યોગી ચાર માસથી આવી વસેલા છે. તેઓ લોકોને શાસ્ત્રનો ધર્મ ઉપદેશ કરે છે. આથી કુંવર ત્યાં ગયો. ગુરૂનો ઉપદેશ સાંભળી કુંવર રાતવાસો ત્યાં રહ્યો ને પ્રભાતે ગુરૂને પ્રણામ કરી જંગલમાં ચાલતો થયો, પોતાના ધર્મવીરને જતો જોઇ દેવી ત્રિલોચનાએ તેને કહ્યું ભાઇ ? આ મારી આપેલી ચિજ તારી પાસે રાખજે ને જ્યારે સંકટ પડે ત્યારે મને યાદ કરજે કે હું આવી તને મદદ કરીશ. કુંવર ત્યાંથી નીકળી જંગલમાં ચાલવા લાગ્યો ચાલતાં ચાલતાં તે એક સરોવર નજીક આવ્યો ત્યાં આગળ બે કન્યાઓ કુમારની નજરે પડી કુંવરે વિચાર કર્યો કે ખરેખર સ્વર્ગમાં એક એકથી ચઢે તેવાં સૌંદર્યની પ્રતિમાઓ વસે છે. આ બંને કુમારીકાઓ આપસ આપસમાં લઢતી હતી. તેમને કુંવરે કહ્યું કે હે બાળીકાઓ તમો શા માટે વીખવાદ કરો છો ? ત્યારે એકે કહ્યું કે જેનું નામ ગુણવતી હતું. હે યુવાન પુરૂષ ? હું જાતની સુતારની કન્યા છું મારૂં નામ ગુણવતી છે મારા પતિ ઘણા વિદ્વાન ને કારીગર છે જેથી તેમનું દરબારમાં પણ માન સારૂં છે આ સાંભળી

કુંવરે જણાવ્યું તારો પતિ કઇ કારીગરીમાં પ્રવિણ છે તે જણાવીશ. એટલે ગુણવતી બોલી ? મારા પતિનું નામ વિદ્યાધર છે તે એક લોખંડી મનુષ્ય બનાવે છે કે તે મનુષ્ય ઉંચે આકાશમાં ઉડી શકે છે ને સમુદ્રમાંથી સાચાં મોતી વીણી તરતજ ઉપર આવે છે. આ સાંભળી કુંવરે બીજી કન્યાને પુછયું. હે કુમારી ! હવે તારે શું કહેવું છે એટલે બીજી કન્યા કે જેનું નામ શાન્તા હતું તે બોલી હે પુરૂષ ! મારા પતિની આગળ તેના પતિની કારીગરી કંઇ હીસાબમાં નથી. મારો પતિ જાતે સુથાર છે તે લાકડાનો એક ઘોડો બનાવે છે કે જે આકાશમાં ઉંચે ચઢી જયાં જવું હોય ત્યાં એકજ પળમાં જઇ પાછો આવે છે તેમાં મુખ્ય કારીગરી એ છે કે તે ઘોડો એટલો મોટો બની શકે છે કે ત્રીસ ચાલીસ માણુસ ખુશીથી તેમાં બેસી સફર કરી શકે ને એટલો સુક્ષ્મ બનાવી શકાય છે કે તેના ઉપર એક માણુસ પણ બેસી સફર કરે. કહો હવે અમારા બન્નેમાં કોણ ચઢે.

કુંવરે બંન્નેને યોગ્ય ન્યાય આપવો ધારી કહ્યું હે બાળાઓ તમારા બંન્નેના પતી કારીગરીમા સરખા છે. ન્યાતમાં મોટા નાની હો તે જોવાનું નથી પણ મારી ઇચ્છા તમારા પતિ દેવોની કારીગરી જોવાની છે માટે જો હરકત ન હોય તો હું સાથે આવું. બંન્ને બાળાઓએ કુમારને સાથે લીધો પ્રથમ માર્ગમાં લુહારનું ઘર આવ્યું એટલે સુથારની કન્યા વિખુટી પડીને કુમાર લુહારની કન્યા સાથે લુહારના મકાનમાં ગયો આ વખતે લુહાર ઘરમાં હતો. પોતાને ત્યાં આવો દેવાંશી પુરૂષ આવ્યો જાણી તેમની આગતા સ્વાગતા કરીને પૂછ્યું હે દેવાંશી પુરૂષ ? મુજ સરખા રંકને ધામે પધારી આભારી કર્યો. વો જણાવશો મારા સરખું આપનું કામકાજ આથી કુંવરે જણાવ્યું.

હે કારીગરોમાં શ્રેષ્ટ કારીગર આપની કારીગરીની વાત આપની કન્યાના મુખથી સાંભળી આપની કારીગરી જોવા આવ્યો છું. લુહારે ખુશ થઇ એક લોખંડી મનુષ્ય બનાવ્યું કે જેની અંદર બે માણસથી વધુ બેસી ન શકે મનુષ્ય તૈયાર થયું એટલે કુમાર અને લુહાર બંન્ને અંદર બેસી આકાશ માર્ગે ગમન કરવા લાગ્યા તે એક સમુદ્રના મધ્ય ભાગમાં આવી પહોંચ્યા એટલે લુહારે એક ચાંપ દાબી ચાંપ દાબતાંજ તે મનુષ્ય સમુદ્રને તળીએ ઉતરી પડયું ને એજ મીનીટમાં પાછું ઉપર આવ્યું બીજી ચાંપ દાબતાંજ મનુષ્ય આકાશ માર્ગે ઉડી મકાન તરફ વળ્યું મકાન પર આવ્યા બાદ તેના મુખમાંથી લુહારે સાચાં મોતી કાઢયાં તો લગભગ દશેર વજન જેટલાં મોતી નીકળ્યાં. આ કારીગરી જોઇ કુમાર આનંદ પામ્યો. પણ આ મનુષ્ય દરીયાઇ મુસાફરી સિવાય કામ લાગે નહિ. કુમારે લુહારને પૂછયું તમે આ કારીગરી કયાંથી શીખ્યા એટલે લુહારે કહ્યું કે સિદ્ધ નામની દેવીની આરાધના કરી ત્યારે તેમણે મને આ વિદ્યા શીખવાડી છે. પણ રાજાના ડરથી હું કામ કરી શકતો નથી. આ સાંભળી કુંમાર ત્યાંથી વિદાય થયો.



# પ્રકરણ ૪ થુ



## જળ ક્રીડા



રમત ગમતને કારણે, જોગીણી આવી સત્તરે
નીરખી ચીર હરણ થયાં, જોગીણી સવે ટળવળે

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે કુમાર લુહારને ત્યાંથી નીકળ્યા માર્ગમાં રાત્રી પડી ગઇ પણ કુવંર નીડર બની જંગલમાં ચાલ્યો જતો. માર્ગમાં એક વિશાળ વડ આવવાથી તે વિસામો કરવા માટે બેઠો. આવી અંધારી રાત્રી હોવા છતાં કુંવર નીડરપણે વીશ્રામ લેવા બેઠો—કહેવત છે કેઃ—જાગે સો જુએ ને ઉંઘે સો ખુએ ની માફક કુંવર જાગતોજ ભવિષ્યના વિચારો કરતો બેસી રહ્યો. રાંત્રી સમસમાટ ચાલતી હતી. તેવામાં બે પુરૂષો તેની નજીક આવી પગે પડયા. તેમને ઓળખી ન શકવાથી કુંવર બોલ્યોઃ—

### હોહરો

કોણ છો બાળક તમે, શા માટ વનમાં તમ વસો,
ઉજડ વેરાન જંગલે, શા દુઃખથી આવી વસો.
છે બાળ વય દીસે વળી, શુરવીર કેવા બાળ છો.
સાચું જણાવો સત્વરે, કે રાક્ષસી સરદાર છો.

આ સાંભળી બંને બોલ્યા.

## દોહરો.

કુમાર અમ રાજન તમો, સરદાર તમ તો અમ છીએ
શોધમાં થાકી ગયા, અમ દાસ સેવક તમ છીયે.

આ સાંભળી કુંવરે પોતાની પાસેનું જાદુઇ ફાનસ કાઢ્યું ફાનસમાં એવી કરામત હતી કે ચોર લુંટારો ઢોંગી તે ફાનસવાળા પાસે આવી શકેજ નહિ કારણ કે આવતાં સાથેજ તે મુર્છા ખાઇ જમીન ઉપર પટકાઇ પડતું ફાનસનું અજવાળું આ બન્નેના ઉપર પડ્યું પણ તેઓને કંઇ થયું નહિ આથી કુમારે સાદુ અજવાળું તેમના ઉપર ફેંક્યું તો પોતાના સીપાઇઓને ઓળખ્યા. એટલે પૂછ્યું. કેમ ભાઇ ? અત્યારે તમો અહીં કયાંથી આવી ચઢ્યા. સીપાઇઓએ જવાબ આપ્યો. કુમારશ્રી આપના ગયા બાદ અમોને માતાજીએ આપની શોધખોળ માટે મોકલ્યા હતા. કારણ કે તેઓ આપનાં દર્શન વિના અધીરાં બની ગયાં છે, અમો શોધી શોધી થાકી ગયા પણ આપનો પત્તો ન લાગવાથી અહીં આરામ માટે આવતા હતા. ત્યાં અમારી પાસેના ફાનસના અજવાળાથી આપને અમો ઓળખી શકયા.

આમ એકમેકનો વાર્તાલાપ ચાલી રહ્યો હતો ત્યાં તે ઝાડ પર દેવતાઇ નામનું જોડું વિશ્રામ કરવા આવ્યું દેવતાઇ પક્ષીની સ્ત્રીએ પૂછ્યું સ્વામી ? આ ઝાડ નીચે સુતેલા ત્રણેના જીવ એક હશે ! દેવતાઇ પક્ષીએ પોતાની સ્ત્રીને કહ્યું હે સ્ત્રી ? આ વચ્ચે સુતેલો તે રાજાનો કુંવર છે ને આજુબાજુ તેના બે મિત્રો છે તે બે મિત્રો હાલના જમાનાના છે તેને સંકટ સમયે રખડતો મુકી ચાલ્યા જાય

તેવા છે જો તારે તેમની કસોટી કરવી હોય તો હમણાંજ હું આ વાઘને તેમના તરફ મોકલું છું. જો પછી ખરો મિત્ર કોણ છે. એટલામાં સુર્યોદય થયો. સર્વે ઉઠયા ને દંતધાવન કરવા જવા તૈયાર થયા. ત્યાં એક જીવલેણ વાઘને જોયો. વાઘને જોઇ જેમ કુતરૂ પુંછડી બે પગ વચ્ચે ઘાલી ભાગે તેમ આ બન્નેએ નાસવા માંડયું. માત્ર રાજકુમાર નિડરપણે પોતાનાં હથીયાર સંભારી ઉભો થયો.

## દોહરો.

જે હોય કેશરી બાળ તે શીયાળથી ડરતો નથી.
સંતાન સીંહનો હોય તે ડગ પાછું કદી ભરતો નથી.
હું કેશરીનો બાળ છું. તે શું શિયાળથી હારી જશે
ના ના સમજજો તો જરૂર પૃથ્વીતણો પ્રલય થશે.

આમ બોલતો એકજ બાણના પ્રહારે વાઘને મારી નાખ્યો વાઘના મરણ પામ્યા બાદ તે પોતાના મિત્રોને આમતેમ શોધવા લાગ્યો પણ કંઇ પત્તો લાગ્યો નહિ. આથી વિશ્રાન્તિ લેવા તે પાસેના જક્ષના દેવળમાં ગયો ને જક્ષની સ્તુતિ કરી સુઇ ગયો. સુતાં સુતાં વિચાર કરે છે કે વૃક્ષ ઉપરના દેવપક્ષિનું અક્ષરશઃ સત્ય છે.

## દોહરો.

મિત્ર જગમાં લાખ છે, ખાનાર તે સૌ સ્વાર્થના.
સંકટ સમયે સાથ ના દે, તે મિત્ર શા છે કામના
ખાના સઉ ટોળે મળે, ખવડાવતાં મોંઢું ચઢે
આવી પડે જ્યાં શીર પર, ઉલટા તે સામા થઇ લઢે.

તેની માફક આ મારા મિત્રો છે પણ હવે તે બીચારા ક્યાં ગયા હશે. તેમની તપાસ તો મારે કરવી જોઇએ.

એટલામાં તે તળાવ ઉપર ચોસઠ જોગણી જળક્રીડા કરવા માટે આવી પહોંચી દરવાજાનાં બારણાં બંધ હોવાથી બહારથી નમન કરી પોતાનાં વસ્ત્ર તથા ઘરેણાં કાઢી જળમાં પડયાં આ સર્વેને જોઇ કુમાર આભોજ બની ગયો ને વિચારવા લાગ્યો કે આ કોઇ ઇંદ્રના દરબારમાંથી વિખુટી પડી ગયેલી અપ્સરાઓ હશે. લાવ જરી તેમની પરીક્ષા કરૂં એમ ધારી તેમનાં મુકેલાં વસ્ત્રો તથા ઘરેણાં લઇ મહાદેવના દેવળમાં અંદર પેસી ગયો. જળક્રીડા પુરી થતાં સર્વે જોગણીઓ બહાર આવી પોતાનાં વસ્ત્રો ન જોવાથી તે વિચારવા લાગી. તેમાંથી એક જોગણી બોલી.

### દોહરો.

છે કોણ દાનવ દૈત્યકે, મરજાદા લુંટવા આવીયો
તાકાત નહીં એ મનુષ્યની, છે કોણ એવો પાપીઓ.
સત્વર જણાવો હોય જે, છે કોણ છુપો માનવી.
નહીતો દઉંછું શ્રાપ હું, ખ્વારી થશે તુજ જાનની.

પોતાની નગ્ન અવસ્થા હોવાછતાં દેવળની ચારે બાજુ પરકંમા કરી બોલ્યાં હે જક્ષ અમોને અમારા મનવાંચ્છિત વર આપશો. ત્યાં બીજી બોલી અલી બ્હેન જુઓછો શું. તેને બાંધી રૂંધી ઉંધે મસ્તક સમુદ્રમાં ફેંકી દોને ? વળી બીજીઓ બોલી કે એને સીંહના મુખ આગળ મુકો. તો કેટલીક કહે તેને બાળી મુકો. એટલામાં એક વિદ્યાધરની પુત્રી કે જેનું નામ ચંપકમાળા હતું તે બોલી બેનો તમે

સર્વે નકામા તર્ક મુકીદો. હું વસ્ત્રોના ચોરને હમણાંજ પકડી કાઢું છું આમ બોલી તેણે ઉચ્ચારવા માંડયું. હે સજ્જન પુરૂષ અમારાં વસ્ત્ર ઘરેણાં લઇ મંદીરમાં પેઠા છો તે જો અમોને નહિ આપો તો મરણને શરણ થશો. તમારા જેવા સજ્જન પુરૂષોને આમ કરવું અયોગ્યજ ગણાય. કારણ કે—

સજ્જન જન કદી ના કરે, અણુઘટતું કંઇ કામ
દુરીજન દુર્ગુણ ના તજે, જગમાં થતાં બદનામ.

આ સાંભળી દેવળમાંથી કુંવર બોલ્યો હે વિદ્યાધર કન્યા તમો વિના જોયે કોઇને ગળે પડવાથી વસ્ત્રાલંકાર નહિ મળે કોણ જાણે કોણ લઇ ગયું હશે ? આથી ચંપકમાળા બોલી. હે ઉત્તમ પુરૂષ સીંહસમા માણસજ અમારાં કપડાં લઇ શકે શીયાળ જેવાનું તો કામજ નહિ. અમે આપને વધુ શું કહીયે અમારે તો રાત થોડીને વેશ ઘણા કરવાના છે. હમારે ઘણે દુર જવાનું છે. આથી કુંવરે દરેકનાં વસ્ત્ર આપી દીધાંને કહ્યું તપાસી જોજો હવે હું જાઉં છું કુમારની બહાદુરીને તેની ચાલાકી જોઇ વિદ્યાધરની કન્યાએ તેને તલવાર તથા કંચવો આપ્યાં ને કહ્યું, આ તલવારથી તમો જ્યાં જશો ત્યાં વિજય પામશો ને આ કંચવો જે પહેરશે તે સોળ વર્ષની સુંદરી બની જશે. તે લઇ કુંવર આગળ ચાલ્યો તો એક સુમસામ નગર તેની નજરે પડયું કોઇ મનુષ્યનું નામ નહિ તેમજ દરેકનાં મકાનો દુકાનો સુનાં જણાયાં તે ચાલતો ચાલતો છેક રાજમહેલ નજીક આવ્યો તો ત્યાં કુતરાં. બીલાડાં, મરઘડાં, માંકડાં, વગેરે અનેક ઘણાં પશુપક્ષિઓ પેરા ભરતાં હોય તેમ ભાસ થયો છતાં કુંવર

અંદર પ્રવેશ્યો ને તે જોતો જોતો સાતમે માળ ગયો તો ત્યાં એક સુંદર પલંગ નજરે પડયો તે પલગ ઉપર એક મંજાર ( બીલાડી ) બેસી રહી હતી. કુંવરને વિચાર થયો કે આવડા મોટા મકાનમાં વળી સાતમે માળ એકલી પલંગમાં આમ બીલાડી બેસી રહે તે કંઇ ભેદભરેલું હોવું જોઇએ. માટે લાવ વિદ્યાધરની પુત્રીએ આપેલા કંચવાનો ઉપયોગ કરી આ બીલાડીને પહેરાવું ને સત્ય હકીકત જાણી લઉં. એમ વિચાર કરી તે પલંગ નજીક ગયો તો બીલાડી આનંદિત થતી જણાઇ એટલે કુંવરે કંચવો પહેરાવ્યો તો તરતજ સોળ વર્ષની સુંદરી દેવાઇ રૂપ જેવી બની ગઇ. તેને કુમારે પુછ્યું હે સુંદરી ? આ નગરમાં મનુષ્ય જણાતું નથી તેનું કારણ શું ? એટલે કુમારીએ સર્વ વાત જણાવી. ને કહ્યું કે આ નગરનું નામ કનકપુર છે અહીંનો રાજા કનકસીંહ રાજ કરે છે તેને સાત રાણીઓ હતી. તેને સંતાનમાં એક પુત્રી હતી કે જેનું નામ રત્નમાળા હતું ને તે હું પોતેજ છું આથી કુંવરે જણાવ્યું કે તમારી આમ દશા થવાનું કારણ શું એટલે કુંવરીએ જણાવ્યું તો વાંચક ચાલ તું પણ એક ચિત્તથી કુમારીકાની વાત સાંભળઃ—



# પ્રકરણ ૫ મું.

## માયાવી રાક્ષસ.

માયાવી બની ક્રુર રાક્ષસ વાન્છના પુરી કરે,
આયુષ્ય દોરી ખુટતાં, વિણુ મોતથી હાથે મરે.

હે કુમાર આ શહેરના જંગલમાં એક યોગી મહાત્મા આવી વસેલા હતા તેમણે તપ અને ઉપવાસ ઘણા દિવસ સુધી કર્યા નગરના લોકો તેમના દર્શનનો લાભ લેવા જતા. આખા નગરમાં તેમની આબરૂ સારી વધી હતી. મારા પિતા અને હું પણ દર્શનાર્થે ત્યાં ગયાં યોગીની વાતપરથી મારા પિતાને વિશ્વાસ બેઠો ને તેમને રાજમહેલમાં બોલાવ્યા, તેમને કહ્યું ગુરૂજી આપકી જો ઇન્છા હો સો માંગના આથી એ યોગી વિચાર કર્યા વિણ એકદમ બોલી ઉઠયા. દેખ રાજન્ જો તું હમકું દેના મંગતા હો તો હમકો વચન દે. રાજાએ વચન આપ્યું એટલે દુષ્ટ વાંન્છના તૃપ્ત કરવા તેણે કહ્યું. હે રાજા તારી પુત્રીનું પાણીગ્રહણ મારી સાથે કરો? આથી રાજા ગુસ્સે થયો ને બોલ્યો. જોગટા ! દુષ્ટ ! તારા મુખમાં આ શબ્દો ખરેખર તું કોઇ મનુષ્ય નથી પણ રાક્ષસ છે.

દોહરા.

સેતાન સાધુ રૂપમાં, ના હોય સાચો યોગી તું
શું કરૂં તું બ્રહ્મ છે, ના આજ અહીંથી છોડું હું

જો આશ જીવવા હોયતો હદ છોડીને આજે જજો.
નહિતો પ્રભાતે મર્ણું થાશે છે ફાંસીનો એ માંચડો.

જાવ સિપાઇઓ આ દુષ્ટ જોગટાને અત્યારે કારાગ્રહમાં પુરો. ને સખ્ત જાપતો રાખો કે દુષ્ટ નાસવા ન પામે. આથી યોગી બોલ્યા.

દોહરા.

હમણાં વચન આપ્યું મને, તે આપ શું વીસરી ગયા.
રાજા થઇ અવળું વદી, શાને પ્રપંચી તો થયા.
હરીશ્ચંદ્ર વચન માટજો, રાણી સહીત વનમાં ગયા,
એવા અનેક છે દાખલા, જુવો તે પૂર્વે થઇ ગયા.

માટે રાજન પ્રથમ વચન યાદ કરો. ને આપ મને કહો. આમ ઉલટી સ્વાર્થવૃત્તિ સાધવા રાજાને બોધરૂપી આગ વર્ષાવનારાં વચન કહ્યાં તેથી રાજા ગુસ્સે ભરાયા ને બોલ્યા.

દોહરા.

હરિશ્ચંદ્ર સામે યાચનાર, તે તો મહા જ્ઞાનિ હતા,
નહિ કે હતા તે તુજ સમા, જોગટાને ભામટા.
સર્વે ત્યજી સાધુ બન્યો, તોયે ગયોના મોહ તુજ,
તો આજ પુરો હું કરૂં, ઉતારૂ સર્વે મોહ તુજ.

સીપાઇઓ જાવ તે દુષ્ટને ફાંસીને માંચડે લટકાવો, સીપાઇઓએ તેને ફાંસી દીધી. ત્યાર બાદ તે મરણ પામેલો યોગી રાક્ષસ રૂપે અવતર્યો ને આ નગરમાં પોતાનું વેર વાળવા આવી રહ્યો પોતાની વિદ્યાથી નગરનાં તમામ માણસોને અન્ય યોનીમાં દાખલ કરી મને મંજાર બનાવી બહાર ચાલ્યો જાય છે. આજે તેની સાથે મારાં લગ્ન

કરવાનો વાયદો છે માટે તે સામાન લેવા મને ચાર ઘડીનો વાયદો કરી ગયો છે તે હમણાં આવશે, માટે હાલ તમો આ પુષ્પના ઢગલામાં સંતાઇ જાઓ. એટલામાં રાક્ષસ આવ્યો, અને પલંગની બાજુમાંથી સોનેરી દાબડી કાઢે તેમાંથી સફેદ અંજન કાઢી તે મંજારને આંજતાંજ સોળ વર્ષની રંભા બની ગઈ. પછી તેણે કહ્યું હે સુંદરી ! હવે મારૂં પાણી ગ્રહણ કરી સંસાર સુખો ભોગવ, પણ એટલામાં એકદમ લાલ નેત્ર કરી બોલ્યો. હે રાજપુત્રી ! અહીં મનુષ્ય કેવું ! આથી કુંવરીએ જવાબ આપ્યો. મુર્ખના સરદાર ! આંહી મનુષ્ય કેવું હું પોતેજ મનુષ્ય છું મારી સુગંધ તો તું ખમી શકતો નથી. તો મારી સાથે સુખ કેમ કરી ભોગવી શકીશ. આમ બોલી સ્ત્રી ચરિત્ર કરવા માંડયાં. અરેરે ! પ્રભુ મારી શી દશા દુધ પાઇને સાપ ઉછેરૂં પણ આખરે ડસવાનો તો ખરો ! મારે તમારી પ્રીતી શા કામની ! જેમ વાઘ ને બકરીની પ્રીતી હોય તેવી તમારી પ્રીતી. વળી પરાણે પ્રીત થતી હશે કે—

દોહરા.

દીઠાં મરે જેનાં નહિ, માર્યાં વળી મરનાર શું;
જે હોય તે સત્વર જણાવ, કે શા વિચારે આજ છું.
કામી બની મદાંધ થઇ, અત્યાચાર આ શા આદર્યા;
સમજી જરૂર તું આજ જા, કે દીન આજે તુજ ક્યાં.

રાક્ષસ આથી ચિઢાયો ને બોલ્યો. હે સુંદરી ! તું આજે આ શું બોલે છે. ગાંડી તો નથી થઇને !

દોહરા.

ગાંડી બની ઘેલી બની કે, શું મદદ તુજને મળી;
કે આજ શબ્દો આ વદી, વીણુ મોતથી જાશે મરી.
છે ક્રોધ બળીઓ તો નહિ, કે મુજને મારી જશે;
જરૂર આજે મદદ છે, નહિ તો નહિં આવું વદે.

તો જો હવે મારી સામે વદવાનું પરિણામ. એમ બોલતો તેને મારવા જતો હતો, ત્યાં ફુલની નીચેથી છલંગ મારી રાજકુમાર બોલી ઉઠયો. સબુર ! કર એ પાપી ! તારા પાપી હાથ ન લંબાવીશ !

દોહરા.

ના પાય આગળ તું ભરીશ, આજે મરણુ તારૂં થશે:
સંતાપતાં આ બાળાને, તું સ્વર્ગમાં ચાલ્યો જશે.
છોડું નહિ તુજને કદી, બદલો ખરો આપું તને;
આ કૃત્ય તારૂં જોઇને, છે દાઝ દીલમાં તો મને.

એમ કહી તે રાક્ષસને મારવા માટે તલવાર ઉગામી ત્યાં રાક્ષસ તાડનું સ્વરૂપ ધારણુ કરી કુમારને મારવા દોડયો, કુમાર આ માયાવી રાક્ષસનું સ્વરૂપ જોઇ કુંવરે જાણ્યું કે રાક્ષસ દેવમાયા છે એટલે તેણે ત્રીલોચના દેવીનું સ્મરણુ કર્યું, તરતજ દેવી હાજર થયાં દેવીને જોઇ રાક્ષસ નાસવા જતો હતો તેને અટકાવી દેવીએ કહ્યું:—

દોહરા.

કાળમુખા કાળ તેં આ, શા પ્રપંચો આદર્યા;
સંતાપવા ભોળી તનયા, શા માર્ગ તેં તો આદર્યા.
છોડું નહિ તુજને હવે, જગમાંથી ટાળું આજ હું;

દઉં આપ હું તુજને વળી, થા ખાખ અહીંયાં આજ તું.

કહેતાં વારમાંજ રાક્ષસ બળી ભસ્મીભુત થયો બાદ કુંવરે કહ્યું બેન ! આપને તસ્દી આપી તે માટે ક્ષમા ચાહું છું દેવીએ કહ્યું ભાઇ ! હવે તારા દુઃખે આ તારી બેન દુઃખી છે માટે તું કંઇ શોક કર્યા વિના ખુશીથી મને સંભાળજે. એમ કહી અંતર ધ્યાન થયાં તો વાંચક હવે આપણે આગળ તપાસીયે કે શેઠપુત્રી રૂપવતી ઘણા વખતથી સ્વામિ વિયોગીની રહી છે તેનું શું થાય છે.

## પ્રકરણ ૬ ઠું.

### કામાંધનું કાવ_.

દાહરો.

કામી જન જગમાં ફરે, બની કામમાં અંધા;
સાર જડે ના કૈં તેમાં, પણ કરે નીચના ધંધા.

ચંદ્રાવતીનો રાજા ચંદ્રસેન પોતાના એકાન્ત ભુવનમાં બેઠો હતો, ત્યાં એકાએક રૂપવતીના ફોટા તરફ નજર જવાથી તેના ઉપર મોહાન્ધ થયો તેણે કોઇ રસ્તેથી રૂપવતીને પોતાના કબજે લેવાનો વિચાર કર્યો. પોતાથી તે કાંઇ બનવું અસંભવિત હતું એટલે તેણે પોતાના દેવની આરાધના કરી, દેવ હાજર થયા એટલે રાજાએ કહ્યું. હે દેવ ! આજે તમારે મહાન કાર્ય કરવાનું છે તે એ કે રાણકપુરના રાજમહેલમાંથી રૂપવતીને ઉપાડી લાવી મારી સમક્ષ હાજર કરો ! આથી દેવતા નારાજ થયા ને રાજાને જણાવ્યું—હે !

મુર્ખ રાજન્ ! જરા વિચાર કર કે મણિધર સાપની મણી લેવા કોણ સમર્થ છે કદાચ મણી કોઇ લઇ શકે પણ સતી સ્ત્રીને લેવા કોઇ સમર્થ છેજ નહિ. દેવતાઓ પણ સતીઓના દાસ થઇને રહે છે. આ પાપરૂપી પગલું ભરી તું કદી સુખી થઇશ નહિ. આથી રાજાએ કહ્યું. ભલે ગમે તેમ થાય પણ તમો એક વખત તે સ્ત્રીને હાજર કરો. દેવ ગુસ્સે થઇ બોલ્યા ! અરે કામી રાજન્ તારી ભક્તિને વશ થઇ મારે આ અનિષ્ટ કાર્ય કરવું પડે છે, પણ તે આ એકજ વખત માટે આમ બોલી તે અંતરધ્યાન થયા. જે રૂપવતીને પલંગ સહીત વિદ્યાના બળે ઉપાડી લાવી ચંદ્રસેન રાજાને સોંપી કહ્યું. જો રાજન્ તે સ્ત્રીએ પોતાના સ્વામીનું ચિત્ર પોતાના હૃદયપટ ઉપર ચીતરી રાખેલું છે તે પોતાના સ્વામી સીવાય અન્ય સાથે વાત પણ કરતી નથી. તો તેની સાથે વિચાર કરી બોલજે. તેને સંતાપી તું કંઇ સાર કાઢનાર નથી.

### દોહરા.

નારી સતી સંતાપતાં, તુજ પ્રાણ હાની તો થશે;
તુજ વાંચ્છના પુરી થતાં, તું યમ શરણે તો જશે.
સાયક સતીને રક્ષવાને, હાજર શ્રી જગનો નાથ છે;
શીયળ રક્ષવા સતીયો તણું, સર્વત્ર વ્યાપી તાત છે.

માટે સંભાળજે ને જે કાર્ય કરે તે પહેલાં વિચારજે જો તેના સતીત્વના શ્રાપથી જો ધારેશે તો તેને બાળી ખાખ કરશે. કહી દેવ અદ્રશ્ય થયા. બાદ રાજા રૂપવતીના પલંગપાસે આવી ઉભો તેનું રૂપ જોઇ તે વધારે મોહાન્ધ બન્યો એટલામાં રૂપવંતી જાગ્રત થઇ કે મહારાજા તેને ભેટવા માટે હાથ પહોળા કરી બોલ્યો

હે સુંદરી તારો અને મારો મેળાપ પુર્વેના પૂણ્યે કરી થયો છે માટે મારી સાથે સંસાર સુખ ભોગવ આમ કોઇ અજાણ્યા મનુષ્યને મે અજાણ્યા મકાનમાં જોઇ રૂપવતી ગુસ્સો કરી બોલી ! દુષ્ટ ચંડાળ તું કોણ છે. મારો પતિ સીંહ છે તેની હું નારી તેને લેવા શીયાળ તું ક્યાંથી આવ્યો તને ખબર છે કે સતીને એકજ પતિ હોય છે તું મારા રૂપ ઉપર અંધ બન્યો હોઇશ પણ તે રૂપનું અધરામૃત પીનાર વ્હાલા શિવદત્ત છે જો જાણુશે તો તને શું કરશે તે કહી પણ શકતી નથી.

દોહરો.

હું કેશરીની નાર હું, સંતાપતાં દુઃખી થઇશ.
એક ડગ આગળ જો ભર્યું તો મોત વીણુમાંગ્યાં જઇશ.
ના દિલમાંતું લાવતો, કે વિષયાંધ આ નારી હસે.
તુજ વાંચ્છના પુરી થતાં પહેલાં મરણ તારૂં થશે.

આમ બોલી આગળ વધતા રાજાને અટકાવી રાખ્યો રાજા તેને સમજાવા લાગ્યો, હે ભોળા સ્ત્રી તું મેવા મીઠાઇ ખા ? તારા કેશમાં સુગંધી તેલ નાખ અને મન ગમતાં વસ્ત્રો પહેરી મજા માણ તું એક પરદેશીથી પ્રીત બાંધી શું સાર કાઢનાર છે. આથી રૂપવંતી તેને સમજાવા લાગી હે મુર્ખ રાજા ! જે રાણી જાયો હોય જે નફટ નિર્લજ ન હોય તે પણ આવાં વીષ રૂપી વચનો બોલે નહિ? અરે રે અધર્મ ! પાપીષ્ટ ! વીચાર ! વિચાર : તારા ક્ષત્રી કુળને કલંક લાગે છે તેં દેવતાની સહાયથી મને અહીં તેડાવી છે પણ તે દેવતા મારા ગુલામ છે. જો ! જો ! તે પાપી દેવતાઓની સી

દશા થાય છે કહી તે હાથમાં પાણી લઇ બોલી હે ! સતીઓના સહાયક વિશ્વંભર ભકત વત્સલ ભગવાન જો હું મન વચન અને કર્મથી પતિને ભજતી હોઉં તો તે દુષ્ટ દેવતાઓ એક દમ બળી ખાખ થાઓ. ત્યાં દેવતાઓ હાજર થયા ને રાજાના સમક્ષ રાખ થઇ પડયા. આથી રાજા પણ ગભરાયો ને વિચાર્યું કે હવે તે આમ માને તેમ નથી, માટે કોઇ જોગી જતી પાંસે દોરો ધાગો કરાવી તેને વશ કરીશું તોજ તે કબજે આવશે. આમ વિચાર કરી રાજા ત્યાંથી ચાલ્યો ગયો ને રોજ રૂપવતીને સારૂં સારૂં ખાવાનું તેમજ સર્વ જોઇતી ચીજો પુરી પાડતો હતો. તો વાંચક ચાલો આપણે પણ તપાસીએ કે ગત પ્રકરણમાં દેવો ગયા પછી શિવદત્ત શું કરે છે તે તપાસીએ.

# પ્રકરણ ૭ મું.

## અબધુત યોગી

ધુણી ધીખાવી પ્રેમની, યોગી બન્યો કુમાર છે;
નારી સતી નીજ શોધવા કુમારનો વિચાર છે.

શિવદત્તે પોતાની સતી નારીને ઉપાડી ગયાના સમાચાર સાંભળી ઘણોજ નારાજ થયો. ને પોતે પોતાના મિત્રો સાથે સુથારને ત્યાં ગયો. પોતાની સર્વ બીના સુથારને જણાવી. સુથારે પોતાના

મિત્રને મદદ કરવાની વખત જાણી તેને પોતાની કારીગરી વાપરી એક સુંદર લાકડાનો ચમત્કારીક ઘોડો બનાવી આપ્યો એ ઘોડાની અંદર ચાર ચાંપો હતી. તેમાં ફક્ત બેજ ચાંપોનો ઉપયોગ થતો. બાકીની બે ચાંપોનો ભેદ સુથાર સિવાય કોઇ જાણતું ન હતું. પણ કુંવર ઘણોજ ચપળ અને ચાલાક હોવાથી બીજી બે ચાંપોનો ભેદ જાણવા માટે પૂછયું સુથારે જણાવ્યું કે હાલ તે જાણવાની જરૂર નથી. માત્ર હાલ આ એક નંબરની ચાંપ દાબવાથી ઘોડો હવામાં પુરજોશથી ઉડશે ને બીજા નંબરની ચાંપથી ઘોડો એવડો તો મોટો બની જશે કે ખુશીથી તેમાં ૩૦-૪૦ માણસો બેસી મુસાફરી કરી શકે ને તેનું સુક્ષ્મ રૂપ બનાવવું હોય ત્યારે પહેલાં બીજા નંબરની ચાંપ ખેંચવીને પછી પહેલા નંબરની ચાંપ ખેંચવી કે જેથી ઘોડો સુક્ષ્મ રૂપમાં બની જશે.

સુથાર પાસેથી ઘોડો લઇ કુંવર આકાશ માર્ગે શહેર પર્વત નદી નાળાં જોતો જોતો ચાલવા લાગ્યો. તેઓ સર્વે દેશ જોતા જોતા ચંદ્રાવતી નગરમાં આવી પહોંચ્યા. ચંદ્રાવતીના મહેલની આજુબાજુ અશ્વને લગભગ એકાદ કલાક ચક્કર ખવરાવ્યાં હશે. ત્યાં રાજમહેલનાં તમામ માણસો વેમાન ધારી તેને નિહાળવા બહાર આવ્યાં આ સર્વમાં રૂપવતી કુમારની નજરે ન પડી પણ રાજમહેલના સાતમા માળ ઉપર એક સ્ત્રી એકલી હાથમાં દુરબીન લઇ નીહાળતી હતી. તે પર કુમારની નજર પડી તરતજ દુરબીન કાઢી જોવા માંડયું બંન્ને દુરબીનનું આકર્ષણ થવાથી તેઓ બંન્ને છેક નજીક દેખાવા લાગ્યાં સામસામી ઓળખ્યાં રૂપવંતીના આનંદનો પાર રહ્યો નહિ. કુંવરે વિચાર્યું કે હવે આ રાજાને કોઈ રસ્તે છેતરી

રૂપવંતીને લઇ જવી ધારી તે તે ગામના પાધરે અશ્વને ઉતાર્યો અશ્વને ઉતાર્યો પછી તેની ચાંપ નીયમાનુસાર કરવાથી તે સુક્ષ્મ બની ગયો ને તે એવડો તો બની ગયો કે યોગી લોકો પાસે પવનપાવડી હોય છે તેટલો લગભગ દેખાવા લાગ્યો. બાદ કુંવરે યોગીનો વેષ ધારણ કરવા વિચાર કર્યો તરતજ પોતાની બેન ત્રીલોચનાનું સ્મરણ કર્યું સ્મરણ કરતાંજ દેવી હાજર થયાં. એટલે કુંવરે કહ્યું બેન ! અમો ત્રણેને યોગીનાં સ્વરૂપ બનાવો. એટલે દેવીએ તેમની ઇચ્છા પૂર્ણ કરી વિદાય થયાં. કુમાર યોગી બની સમાધી ચઢાવી ધુણી ધીખાવી બેઠો ને જતા આવતા લોકો તેમને જોઇ કોઇ મહાન તપસ્વી હોવાનો ખ્યાલ કરતા હતા. આમ પાંચ સાત દિવસ વીત્યા ત્યાંતો શહેરમાં કેટલાક લોક દર્શનાર્થે આવવા લાગ્યા અસંખ્ય નરનારીઓ આખો દિવસ અડ્ડો જમાવી ત્યાંજ બેસી રહેતી. પણ કોઇ યોગીના મુખનો શબ્દ સાંભળવા ભાગ્યશાળી થતું નહિ આથી લોકોની શ્રદ્ધા વધવા લાગી. વખત વખતનું કામ કર્યે જતો હતો. કેટલાંક પોતાની ઇચ્છાઓ ફળીભુત કરવા માટે આવતાં તો કોઇ પુત્ર માટે તો કોઇ ધણીને વશ કરવા માટે આવતાં હતાં કેટલાંક તો એવાં ભાવિક બની ગયાં હતાં કે તેમના પગ પખારી ધોઇ પી જતાં તો કેટલાંક રાખની ચપટી લઇ માથા પર નાખતાં. આમ સર્વેને ફાવે તેમ આશામાં કરતાં હતાં ત્યાં તે રસ્તેથી એક ગાનારી હીરા સુંદરી નામની ૬૦ વર્ષની ડોશી જેવી જણાતી જતી હતી તેણે આ સઘળું જોઇ તે પણ ત્યાં ગઇ ને નમન કરી બેઠી. ચેલાઓની નજર તેના પર પડીને ગાનારીની નજર તેમના પર પડી મુળ જાત ગાનારીની એટલે ચેલાઓને નયન ઇશારો કર્યો આ કાતીલ ખંજરની ધાર રૂપ નયન શર ચેલાઓના હૃદયમાં આરપાર ભોંકાયું. પણ ઉપરથી

મનને કબજે કરી શાન્ત બેઠા બાદ ગાનારી હીરા સુંદરી બોલી હે ગુરૂરાજ આપ મારા ઉપર કૃપા કરી મારૂં સંકટ દૂર કરો. એટલે ગુરૂરાજ બોલ્યા. તું કોણ છે ? ( આ વખતે હજારો માણસોની મેદની જામેલી હતી. ) એટલે ગુણકાએ કહ્યું મહારાજ હું ગાનારી છું ને રાજા રજવાડાઓમાં મારૂં ગાન સાંભળી લોકો ખુશ થાય છે પણ હવે મારાં ઉતરતાં પાણી થયાં છે તે જો આપની પાસે કંઇ પ્રસાદી હોય ને તે આપી મને નવયોવન બાળા સમાન બનાવો તો મારૂં કામ ઠીક ચાલે ને રાજા પણ મને ચાહે તેમજ ગામના તેમજ અન્ય શહેરના લોકો મારો નાચ જોવા મને બોલાવે ને મારા ધંધામાં બરકત રહે.

આ સર્વ સાંભળી યોગી બોલ્યા. દેખ મેં તેરી ઇચ્છા પુર્ણ કરૂં પણ એક બાતસેં વો તું કબુલ કરેંગી તો તેરા કામ ફતેહ હોગા. ગુણકાએ કહ્યું ગુરૂરાજ આપ જે આજ્ઞા ફરમાવશો તે હું મરણ પર્યંત પ્રાણાન્તે પણ પાળીશ. એટલે યોગીએ કહ્યું તારૂં યોવન સ્વરૂપ બની જાય કે તરતજ તું સીધી આ નગરના રાજા પાસે રૂપવંતી નામની નવી રાણી રાજાએ ઉપાડી મંગાવી છે તે મહા સતી છે તેને નમન કરીશ તો તારૂં યોવન તેના આશીરવાદથી કાયમ રહેશે કારણ કે આવું સ્વરૂપ આપવું તે સતી સ્રીઓનેજ હાથ છે. અમારા લોકોનું આ ગજું નથી. કહી યોગીરાજે તેને ત્રિલોચના દેવીનું નામ દઇ તેના ઉપર રાખની ચપટી નાંખી તરતજ સોળ વર્ષની અપ્સરા તુલ્ય રંભા રૂપમાં હીરાસુંદરી બની ગઇ આ દશ્ય જોઇ લોકો તો ઘેલા ને ગાંડા બની ગયા ને યોગીરાજ પાસેથી રાત દિવસ ખસતા નહિ. કોઇ પુત્રની માગણી કરતું તો કોઇ ધનની માગણી કરતું તો કોઇ પતિને વશ કરવા માટે વિનવતું. સર્વેને શાન્ત

રાખી તેમની ઇચ્છા પુર્ણ કરતા આ સમાચાર રાજાના કાન સુધી પહોંચ્યા. રાજા પણ જાતે તેમનાં દર્શનાર્થે આવ્યા. તેમને નમન કરી બોલ્યા. ગુરૂરાજ આપ મારી ઇચ્છા જાણુતા હસો ? તો તે સિદ્ધ થાય તેવો માર્ગ બતાવશો. યોગીએ કહ્યું તું જે ઇચ્છા ધરાવે છે તે પુર્ણ કરવા અમે પણ અસમર્થ છીએ છતાં તારો આગ્રહ હોય તો તારા મહેલમાં પાંચ દિવસ રહી આરાધના કર્યા બાદ તારૂં કાર્ય પૂર્ણ થાય તેમ છે. એટલામાં વચમાં ચેલાઓએ જવાબ આપ્યો. રાજન્ હમારા ગુરૂરાજ સ્ત્રીકો કયા લેકીન સારી સૃષ્ટિકો કબજે કર શકતા હે. આ સાંભળી રાજા બોલ્યા ગુરૂરાજ ? તો ખુશીથી પધારો ? કાલ હું જઇ માણુસો મોકલું છું તેમની સાથે પધારો ?

બીજે દિવસે સવારે રાજાએ છડીચોપદાર સાથે વાજતે ગાજતે મહારાજ તેમજ તેમના ચેલાઓને રાજમહાલયમાં લાવ્યા તેમની પુજા કરી પોતાની બન્ને પુત્રીઓને દર્શન માટે બોલાવી. બન્ને પુત્રીઓને જોઇ યોગીએ વિચાર્યું કે આ રાજાને તેના કર્મનાં ફળ ચખાડવાંજ જોઇએ આ તેની બે પુત્રીઓ સાથે રૂપવન્તીને લઇ જવી જોઇએ. એમ વિચારી ચોથા દિવસે રાજાને કહ્યું હે રાજા ? લે આ વાળ લે ને તેને સોનાના માદળીયામાં ઘાલી જેને તું વશ કરવા ધારતો હોઉં તેને બાંધજે ભલે પછી તે ન બાંધે પણ તેના શરીરનો સ્પર્શ થતાંજ તે તારે કબજે થશે. ને કદાચ તે સ્ત્રી તને જે કહે તે પ્રમાણે વર્તજે કારણ કે તે પણ તારૂં મન જોશે ને પછી પોતાનું સતીત્વ નષ્ટ કરશે. માટે ભુલ ન ખાનો. રાજાને વિદાય કર્યા બાદ યોગીએ બન્ને ચેલાઓને સમજાવી રૂપવતી પાસે મોકલ્યા ને કહેવરાવ્યું કે રાજા તમારી પાસે આવે ત્યારે મીઠા વચનથી ભોળવી તમો સુરજી-

રીની જાત્રા કરવાનું બહાનું કાઢજો એટલે સર્વ કામ પતી જશે ને સાથે તેની બે પુત્રીઓ પણ લેજો એમ સમજાવી ચેલા ગુરૂ પાસે આવ્યા. બાદ બીજે દિવસે રાજા રૂપવતીના શયનગૃહ તરફ ગયો પણ ત્યાં ન જણાવાથી તેના એકાંત ભુવન તરફ ગયો તો ત્યાં તે હાજર હતી. રાજાને જોઇ રૂપવંતી સ્મિત હાસ્ય લાવી બોલી આવો રાજન્ ઘણે દિવસે આપનાં દર્શન થયાં. રાજા આ શબ્દો સાંભળી વિચારવા લાગ્યો કે ખરેખર યોગીની બુટીના મહાન પ્રતાપ જણાય છે. પછી રાજાએ કહ્યું હે સુંદરી ? આપની ઇચ્છા વિરૂદ્ધ આચરણ કરવું એ મારો ધર્મ નથી જો હવે આપની ઇચ્છા હોય તો જ હું આપનું પાણી ગ્રહણ કરૂં એટલે રૂપવંતી અંતઃકરણમાં ક્રોધ લાવતી પણ મુખપર હાસ્ય બતાવી બોલી રાજન્ આપની ઇચ્છા પૂર્ણ થશે પણ તે પહેલાં મારી વાત ધ્યાન પર લેશો. મારે વ્રત હોવાથી સુરગિરીની જાત્રા કરવા જવુંજ જોઇએ ને ત્યાં જઇ આવ્યા બાદ મારાથી મારા સતીત્વને નષ્ટ કરી શકાય. રાજાએ તે કબુલ કર્યું ને કહ્યું કાલ સવારે તૈયાર થજો એટલે રૂપવતીએ કહ્યું રાજન્ હું એકલી ત્યાં નહિ જાઉં આપની બે પુત્રીઓ મારી સાથે મોકલો તો હું જાઉં રાજાએ તે કબુલ કર્યું ને આવતા યોગીને જણાવી યોગીએ કહ્યું રાજન્ દો મિનીટમેં હમ જાત્રા કરાકે પીછે લાને હેં હમારી પાસ મંત્ર વિદ્યા હે એ હમારી પવન પવડી પર બેઠ જાનેસે સબ ઘુમ કર પીછે લેટેંગે કહી ચાવી દાબી તો ચમત્કારીક ઘોડો તૈયાર થયો તેમાં ૩૦–૪૦ માણુસ બેસે તેટલી જગ્યા જોઇ રાજા વિચારમાં પડયો કે ખરેખર આ કોઇ અબધુત યોગી છે. એટલામાં રૂપવતી ને તેની બન્ને પુત્રીઓ આવી પહોંચી સર્વે અશ્વ ઉપર બીરાજમાન થયાં બન્ને ચેલા પણ બેઠા. બાદ ચાંપ દાબતાંજ અશ્વ આકાશ માર્ગે

ચાલ્યો થોડેક ઉંચે ગયા બાદ યોગીએ જણાવ્યું. હે રાજન્ હવે તું તારી પુત્રીઓની આશા ત્યજી દે તેં જે કેશરીની નારી લાવી તેની સાથે લગ્ન કરવા પ્રયત્ન કરતો હતો તેજ કેશરી આજે તારી બન્ને પુત્રીઓ લઇ ચાલ્યો જાય છે જો? જો? ન ઓળખતો હોય તો ઓળખ આ બીજો કોઇ નહિ પણ "ચમત્કારીક ઘોડાવાળો શિવદત્ત"

આ સાંભળી રાજા મુચ્છાંગત થયો પ્રજા પણ બોલવા લાગી કે જોયું સતી સ્ત્રીને ઉપાડી મંગાવી તો પોતાની પુત્રીઓ પણ ખોઇ.

## દોહરા.

મોહમાં અંધો બની, લાવ્યો ઉઠાવી સુંદરી;
તો હાથથી બેઠો ગુમાવી, પ્યારી હતી જે છોકરી.
શીયળ સાચવવા સતીનું, કીરતાર હાજર થાય છે;
સંતાપતાં નારી સતી, પોતાનું હોય તે જાય છે.

આમ આખા શહેરના લોકો બોલવા લાગ્યા રાજાની બન્ને પુત્રીઓને પોતાના મિત્ર સાથે પરણાવી દીધી ને તેમને રહેવા માટે મહેલ ને કેટલુંક જવાહીર ને રૂપવતી રાજાને ત્યાંથી લાવી હતી તે આપ્યું. બાદ શિવદત અને રૂપવતી આગળ ચાલ્યાં તો જંગલમાં વનવિહાર કરતી એક નવયોવન બાળા નજરે પડી તરતજ અશ્વને તે જંગલમાં ઉતાર્યો ને જોયું તો એક સ્ત્રી ઘણું રૂદન કરતી હતી. તેને કુંવરે પુછ્યું હે સ્ત્રી તું શાને માટે રૂદન કરે છે તો તે સ્ત્રીએ કહ્યું કે પ્રવાસી તમને તે દુઃખ જાણવાથી શો લાભ છે હું મારા દુઃખને રડું છું. મારા પતીને રાજાએ ફાંસીએ ચઢાવ્યો છે મારો

નિયમ છે કે જ્યાં સુધી તેમનું મુખ ન જોઉં ને તેમને ન જમાડું ત્યાં સુધી હું જમું નહિ. આ સાંભળી કુંવરને દયા આવી તેથી તે ફાંસીના વાકડા નજદીક ગયો ને કહ્યું કે હે સ્ત્રી હવે તું મારા ખભા ઉપર ઉભી રહી તારા સ્વામીને જમાડ એટલે તે સ્ત્રી તેની ખાંધ ઉપર ઉભી રહીને પોતાનું સ્વરૂપ મોટું કરી ને ફાંસીને લાકડે લટકેલા મનુષ્યનું માંસ ભક્ષણ કરવા લાગી. માંસનો એક ટુકડો નીચે પડયો તે કુમારના શરીરપર પડવાથી કુમારે હાથમાં લઇ જોયું તે માંસ જણાયાથી તેને ક્રોધ ચઢયો ને તે નીચેથી ખસી ગયો પેલી ડાકણ નીચે પડી તરતજ કુંવરે પોતાની તલવાર ઉગામી તેને મારવા હાથ નીચો નમાવ્યો ત્યાં પેલી ડાકણ ત્યાંથી નાસી છુટી. બાદ કુમાર આગળ ચાલ્યો તો એક કન્યાને સસલાં, મૃગલાં, વાંદરાં વિગેરે જાનવરોમાં વચ્ચે રમતી જોઇ તેથી તે તે તરફ ગયો તો તરતજ તે કુંવરી તેને જોઇ નાસવા લાગી. એટલે તેની પાસેના શુકે (પોપટે) કહ્યું તું શા માટે ભય પામે છે કોઇ પંથી મુસાફરને આગતા સ્વાગતા કરી બોલાવવું જોઇએ કે આમ નાસવું જોઇએ.

આવાં શુકનાં વચન સાંભળી તે સ્ત્રીએ વનફળ લાવીને કુમારની નજીક મુકયાં. બાદ તે સ્ત્રીએ પુછયું હે મુસાફર! આપ ક્યાંથી આવો છો અને કયાં જવા ધારો છો કુંવરે યોગ્ય જવાબ આપ્યો હે કુમારી! અમે દક્ષિણથી આવીએ છીએ ને ઉત્તર તરફ જવા વિચાર ધરાવીએ છીએ, પણ આપને આમ બાળ વયમાં વૈરાગ્ય લેવાનું કારણ શું ? આ સાંભળી તે સ્ત્રી શરમાઇ ગઇ એટલે પોપટે કહ્યું. કુમાર સાંભળો—

ઉજ્જેણી નગરીના રાજાને સુર્યસીંહ નામનો પુત્ર અને શરલા નામની પુત્રી હતી તેને કુમારચંદ્ર સાથે પરણાવી હતી. કુમારચંદ્ર ઘણોજ વ્યસની હતો. તેથી તેના બાપે તેને દેશનિકાલ કર્યો તે પોતાની સ્ત્રી સાથે બીજે જઇ રહ્યો.

એક દીવસ એવું બન્યું કે શરલાનો ભાઇ સંસારની મોહજાળથી વિખુટો થઇ વૈરાગ્ય ધારણ કરી ફરતો ફરતો તેજ શહેરમાં આવી ચઢયો. તે શરલાના જોવામાં આવ્યો. પોતાના ભાઇને વૈરાગ્યમાંથી છોડાવા માટે નિશ્ચય કર્યો. પોતાના દીલમાં બંધુત્વના પ્રેમનું સ્થાન આપ્યું. ને પોતાના ભાઇને વળગી પડી કુમારચંદ્રે આ ઘટના દુરથી જોતાં પોતાની સ્ત્રીને પરપુરૂપ સાથે આલીંગન કરી નિર્ભયપણે વર્તતી જોઇ લાલ નેત્રો કરી તે સાધુનો ખડગવતી ઘાત કર્યો.

પોતાના ભાઇના મરણ પામવાથી શરલા ક્રોધે ભરાઇ ને તે રીસમાં તેના કપાળમાં મુશળ મારી તેને મરણતોલ કરી નાંખ્યો ને તેના ધણીએ તેને મરતાં મરતાં ખડગ મારી મારી નાખી. તે મરી પુર્વેના પુણ્યથી પદ્મપુરના રાજાને ત્યાં પુત્રીરૂપે અવતરી. ને કુમારચંદ્ર પદ્મપુરના રાજાને ત્યાં અવતર્યો. બંને મોટાં થયાં ત્યાં ત્રિદંડી યોગી પાસે પોતાના પૂર્વ જનમની વાત સાંભળી તે પોતાની બેનને જંગલમાં મોકલાવી દીધી અહીં તે આ વનચર પ્રાણીઓની સોબતમાં રહે છે તેજ કુમારી તેનો ઉદ્ધાર રાશુકપુરના રાજકુમાર શિવદત્તના હાથે થશે એમ ત્રિદંડી મહારાજે કહ્યું હતું.

કુંવરે આ શબ્દ સાંભળી કહ્યું કે રાજકીર તમો તો અમારા વંશના છો માટે ચાલો આપના દર્શનનો લાભ થયો. રાજ કન્યાએ

પુછ્યું મુસાફર આપનો હેવાલ જણાવશો ? તમો તો અમારી વાતો જાણી પણ આપની જણાવ્યા વિના કેવા ચાલવા લાગ્યા. કુંવરે કહ્યું. હે કુમારીકા ! મારી વાત જાણશો તો તમને આનંદ થશે હું રાણકપુરનો રાજકુમાર શિવદત્ત પોતેજ છું આ વચનો સાંભળતાંજ રાજકીર તથા રાજકન્યાનો આનંદ ઉભરાઇ ગયો ને સર્વે મળી તેના બાપના રાજ્ય તરફ જવા નીકળ્યા. તો વાંચક ચાલ હવે આગળ તપાસીએ કે શું થાય છે.

---

# પ્રકરણ ૮ મું.

## આનંદોત્સવ

આનંદ ઉરમાં આજ છે, પુત્રી પધારી મંદીરે.
શેરમાં આનંદ છે. પુત્રી પધારી મંદીરે !

આજે પદ્મપુર નગરમાં સઘળે ઠેકાણે આનંદ પ્રસરી રહ્યો હતો. પોતાની પુત્રી ઘણા દીવસથી ગુમ થવાથી રાજા શોકમાં ડુબતો હતો તે આજ પોતાના મકાને પાછી આવવાથી રાજા તથા રાજ માતા તેને તેડવા માટે સામાં ગયાં રાજાને જાણે આજેજ પુત્રીનો નવો જન્મ થયો જાણી આખા શહેરને ધજા પતાકાઓથી શણગારી આજેજ આનંદોત્સવ માન્યો. ઘેર ઘેર માંગલીક તોરણો બંધાવ્યાં. રાજકીર

નામના પોપટે રાજાને જણાવ્યું કે આપની પુત્રીનાં લગ્ન આ સાથે આવેલા રાજકુમાર સાથે કરો. આથી રાજાએ ખુશી થઇ પોતાની પુત્રીનાં લગ્ન ધામધુમથી કર્યાં આખા નગરમાં રોશનાઇ થઇ રાજાએ પોતાની પુત્રીને હાથી ઘોડા ને ઘણું જવાહીર દાનમાં આપ્યું બાદ શિવદત્ત કેટલોક વખત ત્યાં રહ્યા આ નગરમાં એક મહાત્મા આવ્યા હતા. ત્યાં રોજ કથા સાંભળવા માટે જતા હતા. તે મહાત્માએ દેશપરદેશના મુનિઓને જીત્યા હતા તેથી તેમનું નામ વિજયસેન મહાત્મા નામ પાડ્યું હતું વિજયસેન એક દિવસ ઉપદેશ કરવા લાગ્યા.

વિજયસેનનો ધર્મોપદેશ ?

जन्म दुःखं जरा दुःखं, मृत्यु दुःखं पुनः पुनः
संसार सागरे दुःखं तस्मा ज्जागृत ज्जागृतः ॥

અર્થઃ—આ સંસારરૂપી સમુદ્રમાં જન્મનું દુઃખ જરાનું દુઃખને મૃત્યુનું દુઃખ વારંવાર રહેલું છે એમ દરેક મનુષ્ય જાણવા છતાં મોહમાં અંધ બની ઉત્તમ ધર્મને આચરતા નથી. તેથીજ આ ભવસીંધુમાં ભ્રમણ કરવું પડે છે. સંસારના સર્વ પદાર્થો માયામય ઇંદ્રજાળ અને વીજળીના ચમકારા જેવા નાશ પામનારા છે.

હે રાજન્ આ દુનિયામાં માણસ માત્રનો જીવ ત્રણ વસ્તુથી બંધાએલો છે છતાં તે તેમાં લુબ્ધ બની આખરે અગાધ સંપત્તિ અને મહેલાતો મુકી એકલા ચાલ્યા જવું પડે છે. જેમ જંગલમાં સળગેલો દાવાનળ સુકા તેમજ લીલા વૃક્ષને છોડતો નથી તેમ મૃત્યુ ગર્ભમાં જન્મ પામેલા નાના બાળક તરૂણ વૃદ્ધ દરેકને પાતાળમાં

આકાશમાં પર્વતની ગુફામાં તેમજ કોઇ ઠેકાણે કાળ છોડતો નથી. ઇંદ્ર વાસુદેવો ઈત્યાદી સર્વે કાળના ઝપાટામાંથી બચવા પામતા નથી. માટે હે રાજન ધર્મ ઉપર શ્રધ્ધા રાખી ધર્મનું આરાધન કરવું એજ મનુષ્ય જન્મનું સાર્થક છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

શ્લોક

अस्थिरंजीवीत लोके अस्थिरेधन योवने ।
अस्थिरापुत्र दाराश्च क्तिीर्धर्म द्वयंस्थिरां ॥

અર્થ—જીવીત અસ્થિર છે. ધન અને યોવન અસ્થિર છે સ્ત્રી પુત્રાદિ પણ અસ્થિર છે માત્ર ધર્મ અને કીર્તી એ બે કદી નાશવંત નથી. એ તો સદઇવ સ્થિર છે માટે આત્મધર્મની પ્રાપ્તી કરવી એમાંજ મનુષ્યભવ પામ્યાનું સાર્થક છે.

હે સંસારના દુઃખી જીવો ? આ સંસારમાં મોંઘો મનુષ્યાવતાર પામ્યા છતાં જે મુઢ પુરૂષો ઉદ્યમે કરી ધર્મ નથી કરતા તે મનુષ્ય મહા મહેનતે મળેલ ચીંતામણી સમાન મનુષ્ય જન્મને દુઃખરૂપી સમુદ્રમાં નાંખે છે. ધર્મ વિના આ સંસારરૂપી સમુદ્રમાં મનુષ્યરૂપી માછલું તરફડીયાં ખાઇ મરણ પામે છે. અને આખરે નરકગામી થાય છે.

આ સંસારમાં અનીત્ય અસાશ્વતો છે તેમાં અપસિદ્ધાંત રૂપી ખારા કુવા ઘણા છે અને સંત સંયોગ રૂપી સુધારસનો એકજ કુવો છે તે સમ્યક સ્વરૂપ પર્વતની ગુફામાં છે. આ કુવો પ્રમાદ આળસ ઇત્યાદિ વેલાથી ઢંકાયેલો છે માત્ર પુણ્યવાન પુરૂષોજ તે કુવાને જોઈ શકે છે અને તેમાંનું અમૃત પી શકે છે. આપણો દરેકનો

જીવ આઠ કર્મરૂપી બંધનથી બંધાએલો હોવાથી સંસાર રૂપી જેલમાં વારા ફરતી જન્મ લીધા કરે છે તો તે આઠ કર્મરૂપી બંધનથી મુક્ત થાય તોજ આત્મા મોક્ષગતીને પામે છે.

આ સંસારમાં લક્ષ્મી સજન કુટુંબીઓ સ્ત્રી એ સર્વે મનુષ્યને બંધનકારક છે સ્ત્રી વિલાસે કરી મનોહર લાગે છે સુખો જેમકે ખાવું પીવું શણગાર ખેલ ખ્યાલ વિનોદ સર્વે અસાશ્વતા છે તે સાથે દુઃખદાયક પણ છે જેમ કમળ પત્ર પર રહેલું જળબિંદુ ચપળ છે તેમ આ સર્વે સુખો ચપળ છે. આ જગતમાં કામીની રૂપ કમલીની નામનું સરોવર છે તેમાં કામાદિક જડ પક્ષિઓ કલ્લોલ કરી રહ્યાં છે તેમાંથી મિથ્યાત્વરૂપ પાણી પીધા પછી વિષય રૂપ વનમાં પ્રેમ રૂપી મહાભુતો વળગે છે તેથી લજ્જા રૂપ વસ્ત્રોનો મુઢ અજ્ઞાન મનુષ્યો ત્યાગ કરી આ સંસાર રૂપી વનમાં ભટકયા કરે છે ત્યાં કપટ રૂપી તસ્કર તેમનો ધર્મ હરી લે છે. રાગ દ્વેષ રૂપી હાથી સીંહ તેમને પછી પીડા આપે છે.

આવી રીતે સંસારમાં અનેક દુઃખો ભરેલાં છે તેમાંથી તરી પાર ઉતરવાને ફક્ત ધર્મરૂપી નાવની જરૂર છે જે તે નાવ પકડવું ચુકી ગયો તો પછી આશા રાખવી નકામી છે. માટે ધર્મ ઉપર આસ્થા રાખી ધર્મમાં જીવ પરોવવો. તોજ મોક્ષ છે. પણ હે જીવો આ સર્વેમાં મુખ્ય પાઠ ભજવનાર સત્ય છે તેને પ્રાણાન્તે પણ ન છોડતું સત્ય સાચવી રાખનાર કેવાં ફળને પ્રાપ્ત થાય છે તે પુર્વેના ઇતિહાસો સૂચવે છે છતાં હું તમોને એક દ્રષ્ટાંત આપું છું તે ધ્યાનથી સાંભળશો તો ખાત્રી થશે કે સત્યનો મહીમા શું છે.

---

# પ્રકરણ ૯ મું.



## સત્યનાં ફળ.



### દોહરો.

સત્યનો જય પાપનો ક્ષય, ન્યાય એ નિર્માણ છે;
પાપી વધેલાં ફાવતાં, અંતે ધર્મનો જયકાર છે.

મણીપુર નામના નગરમાં અમીચંદ નામે વાણીઓ રહેતો હતો તેની ધર્મપત્ની લક્ષ્મીબા ઘણાંજ માયાળુ અને મળતાવડાં હતાં તેમની પાસે પુષ્કળ ધન હોવા છતાં પુત્ર રત્નની ખોટથી રાત્રી દિવસ લક્ષ્મીબા શોકાતુર રહેતાં તેઓ વ્રત તપ, પુન્ય દાન્ય, છુટે હાથે કરતાં. કેટલાક વખત પછી ઇશ્વરની કૃપા તેમના પર ઉતરીને તેમને પુત્ર પ્રસવ્યો. આખા ગામમાં આનંદનાં પારણો બંધાવ્યાં ગરીબોને દાન આપ્યાં પંડિત વિદ્વાનોને બોલાવી પુત્રના સંસ્કાર વિધિ કરાવી તેનું નામ ક ઉપર આવતું હોવાથી કંચનલાલ પાડયુ કંચનલાલ દિનપ્રતિદિન મોટો થવા લાગ્યો. શેઠની સંપત્તિ ઓછી થવા લાગી. પુત્રને માટે સર્વેને શંકા થવા લાગી. શેઠ જે વેપાર કરે તેમાં ખોટજ આવવા લાગી. આવી સ્થિતિમાં શેઠનો પુત્ર સાત વર્ષનો થયો એટલે તે છોકરાઓ સાથે રમવા લાગ્યો આમ કરતાં કંચનલાલ ૧૫ વર્ષની ઉમ્મરનો થયો એટલામાં તેનામાં અનેક પ્રકારની કુટે-

વોએ વાસ કર્યો નીચ લોકોના છોકરાઓની સોબતથી તે જુગાર રમતાં શીખ્યો વ્યભિચાર દારૂ આદિ અનેક દુર્ગુણોએ ઘર કર્યું. તેના બાપે તેને સારા કુટુંબની કન્યા સાથે પરણાવ્યો હતો. તેની સ્ત્રી ઘણી સુશીલ તે ખાનદાની હતી. કંચનલાલ જ્યારે વીશ વર્ષનો થયો એટલે તેનો પિતા એકાએક મરણ પથારીએ પડયો. એટલે પોતાના પુત્ર કંચનલાલને બોલાવી કહ્યું કે હે પુત્ર? આપણા ઘરમાંથી ધન ખુટી ગયું અને હું પણ મરવા સુતો છું હવે જો તું તારી ચાલને સુધારે તો ઠીક મારા મુંઆ પછી તારી સંભાળ કોણ રાખશે અને જો તું મારો પુત્ર હોય ને મારૂં વચન પાળવા પ્રતિજ્ઞા કરતો હોય તો વચન આપ તો મારો આત્મા શાન્ત થાય. આ વખતે કંચનલાલની આંખમાં આંસુ આવ્યાં.

આહા ? કેવો પિતૃપ્રેમ ? પુત્ર ગમે તેટલો દુર્ગુણી હોય પણ પણ પિતાના આખરના શબ્દો તેના કાળજાને પીગળાવા બસ છે ને જો તેને તે શબ્દોની અસર જેને ન થાય તે પુત્ર નહિ પણ પત્થર છે.

આજ્ઞા ઉથાપે તાતની તે પુત્ર નહિ પત્થર સમા !
માને નહિ જે તાતનું તે દીકરા નહિ ઠીકરા

નીજ તાતના સંકટ સમે, જે પુત્ર સાયજ ના કરે
રવ રવ નરકમાં તે પડે, આખર સડીને તે મરે

કંચનલાલે પિતાના આગળ ગદગદ કંઠે કહ્યું. આપ મુંઝાશો નહિ આપની આજ્ઞા હું મરણ પર્યંત પાળીશ જે હોય તે ખુશીથી

કહો. આ સાંભળી તેના પિતાને આનંદ થયો ને બોલ્યા. ને હે પુત્ર! તું રોજ કંઇ નહિ તો દિવસમાં એક વખત જે મારા ખરા મિત્ર દેવચંદ છે. તેમને ત્યાં જઇ સવારે કે સાંજે સલામ કરી આવવાની પ્રતિજ્ઞા કર ? કંચનલાલે તે પ્રતિજ્ઞા કરી. ત્યારબાદ થોડાજ સમયમાં તેના પિતાનો આત્મા પરલોકમાં ચાલ્યો ગયો. હવે કંચનલાલ રોજ નિયમાનુસાર દેવચંદને ત્યાં સાંજ સલામ કરવા માટે જતો. સલામ કરી તરતજ પાછો વળતો. આવો નિયમ એક વર્ષ સુધી પાળ્યો. પણ એક દિવસ દેવચંદના ઘરના માણસોએ કહ્યું કે કંચનલાલ આપણે ત્યાં રોજ આવે છે તે સારૂં નહિ કારણ કે તેની અસર

જેને જેવો સંગ રંગ, બહુ તને બેસે
જેને જેવો સંગ રંગ, પણ તેવો બેસે.
જેને જેવો સંગ રંગ, તેવાં તે કરશે
જેને જેવા સંગ રંગ, તેવે જઇ ઠરશે.

માટે તેની ટેવો આપણા છોકરામાં આવે ને આપણું નામ વગોવાય પોતાના ઘરનાં માણસોનું આવું સાંભળી દેવચંદ વિચારમાં પડ્યા પણ પોતાના મિત્રના ઉપકારોને ભુલી ન જતાં કંચનલાલને સુધારવો એવો નિશ્ચય કર્યો. જો તે નહિ સુધરે તો મિત્રનું નામ જશે.

મિત્ર કેરા નામને, રાખવા આત્મ ભોગ કરૂં
મિત્રનું કરવા ભલું. આજે ભલે કાંના મરૂં
મમ મિત્ર માટે દેહ છે. વળી મિત્ર માટે પ્રાણ છે
જો મિત્ર ધર્મના પણું, તો ધર્મની મને આણ છે.

બીજે દિવસે સાંજે જ્યારે કંચનલાલ સલામ કરવા આવ્યો

તે જેવો સલામ કરી પાછો વળ્યો કે તરતજ દેવચંદે બોલાવ્યો ? ભાઇ કંચનલાલ હવે તારે અમારે ત્યાં આવવું નહિ. આ સાંભળી કહ્યું પિતાજી ! એવા મારા કયા અપરાધથી આપ આમ મને તરછોડો છો શેઠે જણાવ્યું ભાઇ તું દુર્ગુણોથી ભરેલો છે. માટે જો તે ટેવો છોડી દે તો મારે ત્યાં આવજે, કંચનલાલે ગળગળીત થઇ કહ્યું ! પિતાજી ! આ સર્વ ઉપર તો મારો નિર્વાહ છે. તો તે સિવાય તમો બીજું જે કહો તે કરવા કબુલ છું. આ સાંભળી શેઠને દયા આવાને તેને ઠેકાણે લાવવા કહ્યું કે જો તું મારી સામે પ્રતિજ્ઞા લે કે આજથી હું ગમે તેમ હસે તો પણ જુઠું નહિ બોલું આથી કંચનલાલે કહ્યું. પિતાજી ! ગમે તેવા ભોગે હું જુઠું બોલીશ નહિ.

### દોહરા.

આજે પ્રતિજ્ઞા ભિષ્મ છે, જુઠું કદાપી ના વદું;
શીરે ભલે સંકટ પડે, તોય ન જુઠું હું વદું.
થાયે અલગ આ શીર ધડથી, તોયે વચન ન તોડું આપનું;
આપો ક્ષમા મુજને હવે, નહિ નામ બોળું બાપનું.

આમ પ્રતિજ્ઞા લઇ કંચનલાલ ઘેર ગયો. સર્વે વાત પોતાની સ્ત્રીને કહી સંભળાવી. આથી સ્ત્રી ખુશી થઇને કહેવા લાગી. સ્વામી શેઠની શીખામણ માનશો તો સુખી થશો ! આમ કેટલાક દિવસ ચાલ્યા પછી કંચનલાલે વિચાર્યું કે રોજ નાની ચોરીઓ કરવાથી જુઠું બોલવાનો પ્રસંગ આવે માટે જો રાજાના દરબારમાં એકજ વખત ચોરી કરૂં તો જુઠું બોલવું મટી જાય. આમ વિચાર કરી તે રાજાના દરબારમાં ભંડાર તોડી ચોરી કરવાનો વિચાર કરી હથી-

આર લઇ રાતના બહાર નીકળ્યો. આ વખતે રાજા નગર ચર્ચા જોવા માટે નિકળેલો તે આ રસ્તે આવતો હતો. અંધારી રાત્રી હોવાથી રાજા કંચનલાલને ઓળખી શકયો નહિ પણ પગના અવાજથી રાજાએ પુછ્યું કોણ છે ને કયાં જાય છે? એટલે કંચનલાલે જણાવ્યું. હું ચોર છું ને રાજાના ભંડારમાં ચોરી કરવા જાઉં છું. આ સાંભળી રાજાએ વિચાર્યું કે આ કોઇ ગાંડો માણસ છે માટે તેને જવા દીધો, કંચનલાલ ત્યાંથી નીકળી રાજમહાલયમાં આવ્યો ને રાજાનો ભંડાર તોડી અંદરથી ચાર જવાહીરના દાગીના લીધા ને લઇ બહાર નીકળી તેજ રસ્તે ચાલતો થયો બીજી વખત રાજા મળ્યો ને પ્રથમ માફક પુછ્યું તો જણાવ્યું કે ચોરી કરી ચાર દાબડા લઇને ઘેર જાઉં છું રાજા વિચારમાં પડયો કે એટલી વારમાં ચોરી કરી આવે કેમ કરી, જરૂર કોઇ ગાંડો છે માટે જવા દીધો કંચનલાલ દાબડા લઇ ઘેર આવ્યો.

બીજે દીવસે કંચનલાલે તેમાંથી કેટલુંક જવાહીર ગીરે મુકી રૂપીયા દશ હજાર લીધા ને તેમાંથી પોતાને જોઇતો માલીત્યો લાવી આનંદથી ફરવા લાગ્યો. રોજ નિયમાનુસાર તે દેવચંદને ત્યાં જતો. રાજમહેલમાં સવારે ભંડારી ઉઠી ભંડારમાં ગયા તો ભંડાર તોડેલો જણાયો. તપાસ કરતાં માલમ પડ્યું કે જવાહીરના દાબડા ચાર ચોરાયા છે એટલે ભંડારીએ બીજા આઠ દાબડા ઉચાપત કર્યા ને ચાર પોતાને ત્યાં અને ચાર પ્રધાનને ત્યાં મોકલાવ્યા બાદ રાજાને ખબર આપી કે ભંડારમાં ચોરી થઇ છે. રાતની વાત યાદ આવી ને ચોરી કરનાર ચોરને ધન્યવાદ આપવા લાગ્યા કે ધન્ય છે જે મને મારી છતાં સત્ય બોલતો હતો. રાજા ભંડારમાં આવ્યા ને પુછ્યું કે

તપાસ કરતાં જણાય છે કે ભંડારમાંથી ચારજ દાબડા ચોરાયા છે, બાકીના આઠ દાબડા કયાં છે. આથી પ્રધાન તેમજ ભંડારીએ જણાવ્યું કે પ્રથમ ચાર તો મેળવો પછી આઠની તપાસ કરીશું.

હવે રાજા વિચારમાં પડયો કે તે ચાર દાબડાના ચોરને કેવી રીતે શોધી કાઢવો. તેને શોધવા માટે રાજાએ એક યુકિત રચી. પૂર્વ તરફના દરવાજા બહાર એક દેવળ બંધાવ્યું ને આખા શહેરમાં દાંડી પીટાવી કે શહેરના તમામ માણસોએ દેવ દર્શન કરવા દરવાજા બહાર જવું. આથી માણસોના ટોળે ટોળાં દર્શન કરવા જવા લાગ્યાં તેમાં કેટલાક દર્શન કરવા, કેટલાક દુષ્ટ વાંચ્છના ધારી આવજા કરતા હતા. રાજા ત્યાં દેવળ પાસે બેઠા રહેતા હતા. ત્રણ દિવસ આમ સરખી ધમાલ ચાલી પણ દાબડાનો ચોર જડયો નહિ. ત્રીજા દિવસે બપોરે કંચનલાલ વત્રાં સાથે તાજા થઈ દર્શન કરવા માટે ગયો. પાછા ફરતા વાત કરતાં કરતાં તે અવાજ રાજાના કાન સુધી પહોંચ્યો. રાજાએ અવાજ ઓળખી કાઢયો ને તેને બોલાવ્યો, રાજાએ કહ્યું, ભાઇ ! તું સાચુંજ બોલીશ એમ મારી ખાત્રી છે તું ચાર દબડા ચોરી લાવ્યો છું તે છે કે નહિ, એટલે કંચનલાલનો નિયમ હતો કે જુઠું ન બોલવું, તે નિયમ તોડે કેમ કરી એટલે કહ્યું. પિતાજી! બા દાબડા હું ચોરી લાવ્યો છું પણ તેમાંથી મેં દશ હજાર જેટલું ગીરે મુકયું છે. રાજા આથી આનંદ પામ્યા ને કંચનલાલને સાથે લઇ દરબારમાં ગયો. પોતાની પાસે કંચનલાલને બેસાડયો, બાદ સીપાઇને મોકલી દાબડા ઘેરથી મંગાવ્યા, બાદ ભંડારીને તથા પ્રધાનને બોલાવી પુછ્યું કે હવે આઠ દાબડા લાવો એટલે ભં-

કારીએ કહ્યું કે જેવા ચાર ચોરાયા તેવા આઠ પણ ચોરાયા હશે. રાજાએ બન્નેના ઘરની જડતી લીધી તો આઠ દાબડા નીકળ્યા, રાજા કંચનલાલ ઉપર ખુશ થયો ને પ્રધાનને તેની જગ્યાએથી ખસેડી તે જગ્યાએ કંચનલાલને નીમ્યા. કંચનલાલે કહ્યું પિતાજી ! આ બન્નેને મારી ન નાખતાં જીવતા રાખો, રાજાએ તેમને રાજ્યની હદ છોડી જવા કહ્યું. હવે કંચનલાલ પ્રધાન થયા એટલે આગળ પાછળ ચોપદાર ને ગાડીમાં બેસી પોતાને ઘેર ગયા, તેમની સ્ત્રી આ જોઇ આનંદ પામીને પતિના ઓવારણાં લઇ વધાવ્યા, બાદ કંચનલાલે સર્વ બિના કહી સંભળાવી ને કહ્યું કે શેઠની શીખામણે ચાલવાથી આજે દિવાનપદ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બન્યો. માટે ચાલો આપણે શેઠને ત્યાં જઇ તેમને મળીએ આમ કહી બન્ને તૈયાર થઇ છડીચાપદાર સાથે શેઠને ત્યાં આવ્યા આ વખતે શેઠના ઘરનાં તમામ માણસોએ કંચનલાલભાઇ કંચનલાલભાઇના પોકારો કરી વધાવ્યા. સર્વે સ્નેહથી મળ્યા. બાદ કંચનલાલ રોજ નિયમાનુસાર શેઠને સલામ કરવાનું ચાલુ રાખી હરહંમેશ જયાજ કરતો. પ્રિય વાંચક જોયું સત્ય બોલવાનું કેવું પરિણામ. જે દુનિયામાં હડધુત થતો તે આજે ગાદી તકીએ જગ્યા મેળવી આખા રાજ્યનો સત્તાધિશ બન્યો તો વાંચક તારામાં દુર્ગુણો હોય તે ત્યજી સત્ય પાળવા કોશીષ કરજે, સત્યનો મહિમા કેટલો છે ?—

### દોહરા.

સત્યને કાજે હરિશ્ચંદ્રે, રાજ પાટને દીધું છોડી;
સત્યને કાજે હરિશ્ચંદ્રે, જીવન નીચ ઘેર દીધું જોડી.

સત્યને કાજે હરિશ્ચંદ્રે, તારામતિ કુંવર વેચ્યાં;
સત્યને કાજે તારામતિએ, નીચ ઘેર પાણી ખેંચ્યાં.

---

સમય સદા બળવાન છે, બનાવે રાયને રંકે;
ઘડીનો હોય ભિખારી, ચઢે તે સુખને સંગે.
થતો હડધુત જે જગમાં, ફરે થઇને તે રાજા;
ભલે હોય દુબળો અંગે, છતાં તે થાય છે તાજા.

---

# પ્રકરણ ૧૦ મું.

## પુતળીનું રહસ્ય.

દોહરો.

બેહદ ભરમોથી ભરી, આ પુતળી દીસતી હતી;
જોનારની આંખો ઠરી, ઉલટી થતી તેની મતી.

શિવદત્ત એક દિવસ મિત્રો સાથે ફરવા માટે નીકળ્યો હતો તેઓ ફરતાં ફરતાં મહાદેવના દેવાલય નજીક આવ્યા મહાદેવનાં દર્શન કરી કુમાર ઘેર આવ્યા બાદ પોતાનો જાદુઈ ઘોડો આકાશ માર્ગે ચલાવ્યો ચાલતાં ચાલતાં તેઓ એક નગરમાં પહોંચ્યા ત્યાં એક ભવ્ય

મંડપ તેમના જોવામાં આવ્યો ત્યાં મધ્ય ભાગમાં એક પુતળી ઉભી કરવામાં આવી હતી તે પુતળી જોવા માટે અસંખ્ય માણસો ટોળે વળતાં હતાં કુમારે અંતરીક્ષથી પુતળી જોઇ તેનો ભેદ જાણવા માટે તેમણે તે શહેરના જંગલમાં કોઇ યોગીને તપ કરતા જોયા ને તેથી તે મિત્રો સહીત નીચે ઉતરી ગુરૂને પુછ્યું. હે ગુરૂરાજ આ નગરમાં એક પુતળીને જોવા માટે કેમ ટોળે મળતા હશે ? એટલે ગુરૂએ જણાવ્યું.

પૂર્વ ભવમા વન્દા નામના વનમાં એક હંસ હંસલીનું જોડું પોતાનાં નાનાં બાળકો સહીત માળો બાંધી રહેતું હતું એક દિવસને સમાયોગે તે વનમાં દાવાનળ સળગ્યો. તેનો તાપ સહન ન થઇ શકવાથી હંસે હંસલીને કહ્યું કે જા તું પાણી લઇ આવ હું છોકરાંઓને સંભાળું છું પણ હંસલીએ કહ્યું કે છોકરાં સાચવવાં તે તમારૂં કામ નહિ માટે તમો જાવ હંસ પાણી લેવા ગયો. અહીં આગળ દાવાનળનું જોર વધતું જવાથી હંસલી ગભરાવા લાગી ને હંસને આવતો ન જોવાથી રોવા લાગી અરેરે! પુરૂષ જાતીજ નિર્દય અને સ્વાર્થમય છે. પોતે મરવાના ભયથી પુત્ર તથા સ્ત્રીને એકલાં મુકી ગયો તે પાછો આવ્યોજ નહિ. ધિક્કાર છે એ જાતિને કે જેને પોતાનાં બચ્ચાંની પણ દયા ન આવી. હવે આ ભવમાં તો પુરૂષ જાતિનો વિશ્વાસ ન કરવો પણ પરભવમાં ન કરવો. આમ બોલે છે ત્યાં દાવાનળ વધી પડ્યો ને તે બન્ને બાળક સાથે હંસલી દાવાનળમાં બળી મરી. એટલે હંસ પાણી લઇ આવ્યો પોતાનાં બાળક તેમજ સ્ત્રીને ન જોવાથી તે પણ વિલાપ કરતો દાવાનળમાં પડી બળી મુઓ. હવે હંસલી બળી મરી ગઇ તે પદ્મપુરના રાજા રત્ન-

સારને ત્યાં પુત્રી તરીકે અવતરી. જેમ સુર્ય પોતાની કળામાં પ્રકાશ વધારતો જાય તેમ તેમ આ કુંવરી પણ ઉમરમાં વધવા લાગી. તેના રૂપ ઉપરથી તેનું નામ સૌન્દર્યવતી પાડયું હતું. તે ભણી ગણી સ્ત્રીની ચોસઠ કળામાં પ્રવિણ થઇ યોવન પામી. ત્યારે તેના પિતાએ તેને કોઇ સારા વિદ્યાવાન, સ્વરૂપવાન અને શુરવીર કુમાર સાથે પરણાવાનો વિચાર કર્યો. તેથી દેશ દેશના રાજપુત્રોના ફોટાઓ મંગાવી પોતાની પુત્રીને દેખાડવા માંડયા. પણ એકે કુંવર સાથે કુમારી સૌન્દર્યવતીનું દીલ ગોઠયું નહિ. ઉલટું પુરૂષ પ્રત્યે દ્વેષ ઉત્પન્ન થયો. કોઇ માણસ તેના આગળ પુરૂષની વાત કરે તો તેને તે અલગ કરતી. આવી સર્વ પ્રકારે તે સંપૂર્ણ હોવા છતાં તે પુરૂષ પ્રત્યે દ્વેષીણી બની તે જાણી તેનાં માતપીતા દુઃખ ધરવા લાગ્યાં. આ વાત રાજાએ પોતાના દિવાનને જણાવી. દિવાને દેશ પરદેશ સમાચાર મોકલાવ્યા કે જે કોઇ પુરૂષ મારી પુત્રીનું પુરૂષ-દ્વેષીપણું મુકાવશે તેને અરધું રાજ તથા કન્યા અર્પણ કરીશ.

કુંવરે જણાવ્યું તો ગુરૂરાજ અમારે કયો રસ્તો કરવો કે જેથી તે રાજાનું સંકટ નીવારણ થાય. એટલે ગુરૂરાજે કહ્યું કે તમો કોઇ ચિત્રપટ દોરનાર પાસે તેના પુર્વભવનું ચિત્ર દોરાવો ને તે લઇ તેના મહેલ પાસે ફેરવો એટલે તે ચિત્ર તેના જોવામાં આવશે એટલે તે પુરૂષ પ્રત્યે રાગીણી બનશે; એટલે કુંવરે એક ચિત્રપટ દોરાયું. તેમાં વન ચીતર્યું જે દાવાનળ સળગ્યો તેમાં હંસ પાણી લેવા ગયો ને હંસલી બળી મુઇ આ ચિત્ર લઇ શિવદત્તના મિત્રો આખા ગામમાં ફરવા લાગ્યા તે ફરતાં ફરતાં રાજમહેલ નજીક આવ્યા દાસીએ તે ચિત્ર લઇ કુંવરી પાસે લાવી હાજર કર્યું. કુંવરી ચિત્ર જોઇ એકદમ મુર્છા

થામી દાસીઓએ તેને શીતળ જળ છાંટી શાન્તવન આપી કહ્યું કે બા સાહેબ ! આમ ચિત્ર જોઇ શા માટે મુર્છા પામ્યાં તેમાં એવું શું છે. એટલે સૌન્દર્યવતીએ કહ્યું—હે સખી ! આ પટમાં ચિતરેલું એક વન હંસ હસલી છે તે મને મારા પુર્વ જન્મની વાતનું સ્મરણ કરાવે છે. હું અત્યાર સુધી નાહક પુરૂષ દ્વેષીણી બની દુનિયામાં મારૂં નામ બદનામ કર્યું. જે માણસે આ ચિત્રપટ દોર્યું હશે તેજ પુર્વભવનો મારો ભરથાર છે માટે તેને બોલાવી લાવો. આથી દાસી બોલી બા સાહેબ ! આમ પંથી મુસાફર પર વિશ્વાસ કરવો વ્યાજબી નથી.

દોહરા.

પરદેશીથી પ્રીતડી, હે સખી ના તું કરીશ;
આવ્યો તેવો વહી જશે, ઉભા હાથ ઘસીશ.
ઘણા ધુતા જગમાં ફરે, કરીને નવલા વેશ;
તુજ સમ ભોળા લોકને, જુઠ દીયે ઉપદેશ.

હે કુમારી ! આ જગમાં જુઠા બોલા લોક વ્હાલા લાગે છે ને સાચા હોય તે કડવા લાગેછે. મતલબ કે સચ્ચા મનુષ્યની વાત કોઇને રૂચતી નથી. વળી આ જગમાં ધુતારા લોક પોતાનું પેટ ભરવા અનેક પ્રપંચો રચે છે આ જગમાં જુઠા બોલા, વેશ્યા, ચોર, વણીક પરદારક, દ્યુત રમનાર સ્વાર્થી ને આળસુ મનુષ્ય એટલા કોઇ દિવસ સાચું બોલેજ નહિ, ને બોલતાં પણ નથી. તેમ ઉપર કહેલા મનુષ્યો પારકાની પીડા જાણતા નથી તેમાં ધુતારા લોકો ઘણાજ હોંશીયાર ને ચાલાક હોય છે તેમને ગમે તેવું દુઃખ દેવામાં

આવે તો પણ તેઓ પોતાના સ્વાર્થને સારૂં જરા પણ બોલે નહિ. તે હું વાર્તા કહું છું તે સાંભળો તેથી તમારી ભ્રમણા દુર થશે.

ધુર્તપુરી નામે એક નગરી હતી તેમાં ધુર્તસેન નામનો માણસ વસતો હતો, તે શહેરમાં ધનાઢય ધનપાળ ને તેનો પુત્ર ઉડાઉલાલ રહેતા હતા, એક દિવસ બાપ દીકરો બન્નેએ બેસી વિચાર કર્યો કે આપણી પાસે દ્રવ્ય પુષ્કળ છે તે જો રાજા જાણશે તો તે લઇ જશે માટે જો તેને કોઈ ગુપ્ત જગ્યાએ સંભારી દાટી મુકવામાં આવે તો તો કોઇ લઇ ન જાય. માટે ચાલો આપણે શમશાન જેવી એકાંત જગ્યામાં દાટી આવીએ. તેથી બાપ દીકરો ધનપાળ ધન લઇ જંગલમાં ચાલ્યા ત્યાં એક ધુર્તસેન નામનો માણસ શમશાનમાંથી જતો હતો તેણે આ બાપ પુત્રને જોયા, તેથી ઢોંગ કરી ત્યાં સુઈ રહ્યો. બાપે તથા છોકરાએ મળી ઉંડો ખાડો ખોદયો, પછી બાપે કહ્યું બેટા! આજુબાજુ તપાસ કરી દાટજે. આથી છોકરાએ ચોતરફ તપાસ કરી ત્યાં એક માણસ જણાયો. એટલે છોકરો નજીક જઇ તેના શરીરના ભાગો તપાસવા લાગ્યો. તેનો પગ ઝાલી ખેંચ્યો ને તેને શ્વાનની પેઠે ઘસડયો છતાં તે જરાપણ બોલ્યો નહિ જેથી પુત્રે જાણ્યું કે આ તો મરણ પામેલો માણસ છે, પિતાએ કહ્યું બેટા! તેના નાક, કાન કાપી લે જો મડદુ હશે તો નહિ બોલે નહિ તો તે વેદનાના દુઃખે કરી બોલશે, પુત્રે જઇ તેના કાન નાક કાપી લીધા તો પણ પેલો ધુતારો બોલ્યો નહિ, પછી પિતા પુત્ર ઘેર જઇ નિંદ્રા દેવીને શરણ થયા તેમના ગયા બાદ સુતેલો માણસ ઉઠી વીચારવા લાગ્યો કે નાક કાન ગયા તો શું દુનિયામાં કાણો કુબડો કાળો અપંગ કોઢીયો કે ગમે તેવો નીચ માણસ હોય તો પણ તેને આદર સત્કાર આપી બો-

લાવે છે એટલુંજ નહિ પણ છેટેથી નજરે દેખે ત્યાંજ મોટા સ્વરથી ભાઇ ભાઇ કહી બોલાવી તેની સલામ લે છે માટે આપણી પાસે દ્રવ્ય હશે તો બધાલોક આપણા નાક કાન નથી તો પણ આપણી સલામ લેતા આવશે, માટે આ દાટેલું દ્રવ્ય લઇ જઇ મોજમજા ઉડાવીયે, એમ વિચારી જ્યાં ધન દાટેલું હતું ત્યાં આવી તે ધન કાઢી લઇ પોતાને ઘેર ગયો, પૈસો આવ્યો એટલે તે નાટક, સીનેમા રંડીઓના નાચ ગાન મુજરામાં ગુમાવા લાગ્યો.

હવે એક દિવસ શેઠ પોતાનું દાટેલું ધન જોવા માટે ગયા. જ્યાં પોતાનું ધન દાટેલું હતું ત્યાં કંઇ હતું નહિ. એટલે ઘણું કલ્પાંત કરવા લાગ્યા, ને દ્રવ્ય ગયાના શોકથી મુર્છાગત થઇ ધરણી પર મરણતોલ થઇ ગયા. જેમ તેમ ઘેર જઇ રાજાને ફરીઆદ કરવા ગયા, હે જહાંપનાહ ! અમારૂ ધન કોઇ હરામખોર લઇ ગયો છે. આથી રાજાએ કહ્યું, હે શેઠ! તમારૂં ધન શમશાનમાં દાટી આવ્યા તેનું કારણ શું ? તમોને શો ભય લાગ્યો કે ત્યાં દાટી આવ્યા. શેઠે કહ્યું હે પૃથ્વીપતિ ! મેં જાણ્યું કે મારૂં ધન ઘણું છે એમ જો રાજા કે ચોર જાણશે તો તે લઇ જશે એમ ધારી ત્યાં જઇ દાટયું તો ત્યાંથી પણ લઇ ગયા, એટલે રાજાએ કહ્યું. તમોને કોઇ ઉપર શંકા હોય તો નામ આપો. શેઠે કહ્યું રાજા જે કોઇ નાક કાન વગરનો માણસ આપના રાજ્યમાં વસતો હસે તેણે અમારૂં ધન ચોર્યું છે કારણ તે વખતે શમશાનમાં એક માણસ સુતો હતો તે મડદા જેવો હતો છતાં અમોએ તેના નાક કાન કાપી લીધા છે. રાજાએ હુકમ કર્યો કે જાવ જમાલખાં શહેરમાં જે કોઇ નાક કાન વગરનો હોય તેને પકડી હાજર કરો. જમાલખાં સલામ કરી તપાસ કરવા માટે નીકળ્યો, ત્યાં

ફરતાં ફરતાં જમાલખાં વેશ્યાધામો નજીક આવ્યો ત્યાં કોઈ જુની જાણીતી કટાયેલી ઘસાયેલી સડેલી બળેલી ૭૦ વર્ષની ભરજુવાન નાયીકા ગદ્ધમલારથી બેસુરી સત્તાર અને ત્રણ તાલી તબલા સાથે ગાઇ રહી હતી. જમાદાર જરીક રસીયા હોવાથી ત્યાં ગયા તો આ વખતે ત્યાં નાક કાન વગરનો માણુસ મોઢું પહોળું કરી સાંભળતો હતો. કાન ન મળે ને સાંભળે એવા માણુસ આગળ ગાવું તે ગાવુંજ. જમાદારે તરતજ પેલા માણુસને કહ્યું ચાલો તમને દરબારમાં બોલાવે છે એટલે જરા પૈસાની ખુમારીમાં તે બોલ્યો જાવ નથી આવતા કાંઇ ગુન્હો કર્યો છે. એટલે જમાદારનો મીજાજ ગયો અને બાંધ ઘસડતા આગળ કર્યા, રાજ કચેરીમાં લાવી હાજર કર્યો, તેને જોઇ રાજાએ કહ્યું કેમ હરામખોર? આ શેઠનું ધન કેમ ચોરી લાવ્યો, એટલે હસીને ધુતારો બોલ્યો રાજન! હું તે શેઠનું ધન ચોરી ગયો છું પણ તેના બદલામાં તેટલું મેં તેને આપ્યું છે. રાજાએ પુછ્યું તેં શું હીરા માણેક મોતી શું આપ્યું છે કે તું કહે છે મેં અગણીત આપ્યું છે. એટલે ધુતારો બોલ્યો મહારાજ મેં તેને તેના બદલામાં મારા નાક કાન આપ્યાં છે તે જો મારા પાછા હતાં તેવી સ્થિતિમાં કરી આપે તો હું તેમનું દ્રવ્ય પાછું આપું, રાજા ધુતારાની વાત સાંભળી અચાયબ પામ્યો ને રાજાના મનમાં થયું કે આ ધુતારો કહે છે તે નકામું નથી જે માથું ફોડે તે માલ ખાય તે માફક પોતાના નાક કાન ખોઇ દ્રવ્ય મેળવ્યું છે માટે તે ગુન્હેગાર ઠરે તેમ નથી ને કહેવત છે કે લોભીયા વસે ત્યાં ધુતારા ભુખે ન મરે! એ પ્રમાણે શેઠને તેમના લોભીપણાનું ફળ મળ્યું છે, માટે હે શેઠ તમે તમારૂં ધન પાછું મેળવવાની જે લાલસા રાખો તે નકામી છે મટે તેરી બી

ચુપ અને મેરી બી ચુપમાંજ ફાયદો છે માટે જેમ આવ્યા તેમ પાછા જાવ. આ સાંભળી શેઠ ઘેર ગયા ને ચોરની મા કોઠીમાં મોં ઘાલી રૂએની માફક છાનામાના બેસી રહેવું, માટે હે રાજપુત્રી તેવા ધુતારાનો વિશ્વાસ ન કરવો.

---

# પ્રકરણ ૧૧ મું.

## પ્રેમની પીડા.

### દોહરો.

વિચાર્યા વિણ પગલું ભરીને, પ્રેમમાં અંધા બન્યા;
આખર તજીને સર્વ એ, રખડતા રાનમાં ગયા.

વિલાસ નગરમાં એક ધનાઢ્ય શેઠ રહેતા હતા. તેમના પુત્રની ઉમ્મર વીસ વર્ષની હતી પુત્રને એક કન્યા સાથે પરણાવ્યો હતો કન્યા ઘણી રૂપવાન, ગુણવાન તથા પતિવ્રત ધર્મને માનનારી હતી. એક વખત શેઠને ત્યાં કોઇ દેશાવર નાણાવટી વેપાર અર્થે આવ્યો. આ વેપારી વેપારમાં ઘણું કમાયો અઢળક પૈસો પ્રાપ્ત કર્યો. પોતાનો માલ વેચી પોતાના દેશમાં ન મળતો માલ ખરીદી વહાણ ભરી તૈયાર રાખ્યાં જે શેઠના ઘરમાં આ વેપારી રહેતો હતો તે શેઠની સ્ત્રી ઉપર આ વેપારી મોહાંન્ધ બન્યો હવે તેને કેવી રીતે મેળવવી તે વિચાર કરવા લાગ્યો તેને ત્યાં આવતી માળણને ગાંઠી પોતાનું કાર્ય પાર પાડવા વિચાર કર્યો. એક દિવસ માળણ આવી

ત્યારે વેપારી કે જેનું નામ સદાફળ હતું તેણે માળણને કહ્યું ! કે જો તું આ શેઠની સ્ત્રી સાથે મારો પ્રેમ બાંધી આપે તો તને ખુશ કરીશ. માળણને આ કામ સહેલું હતું. કારણ કે તેમનો તો ધં-ધોજ રહ્યો. પણ પૈસા પડાવવાની લાલચે બાનાં કાઢવા માંડયાં. કે શેઠ આવું કામ તરતમાં બને નહિ, માટે ધીરે ધીરે કરી આપીશ. કહેવત છે કેઃ—

ધીરે ધીરે શવતાં, ધીરે સબ કુછ હોય:
માલી સીંચે સો ગણાં, પણ રત બીન ફળ ન હોય.

માટે જો ધિરજ રાખશો તો સારૂં થશે. હું જેમ બનશે તેમ જલ્દી કામ પતાવી નાખીશ. કહી માળણ થોડા પૈસા લઇ ઘેર ગઇ. બીજે દિવસે માળણ શેઠને ત્યાં આવી. જે શેઠની સ્ત્રી કે જેનું નામ રંભા હતું તેને કહ્યું રંભા બા આપને ત્યાં જે પરોણા આવ્યા છે તે તો ધનાઢય ને બહુ સારા જણાય છે તેમ રંગુજી આનંદી અને શોખીન છે આપણા શેઠ તો કંજુસ, લોભી અને બહુજ અહંકારી છે તેમની સાથે આપ જેવાં રંગ રાગનાં શોખીન શેઠાણીને કેમ બનતું હશે. ખરેજ આપને આનંદ તો નહિંજ આવતો હોય ? મારૂં કહ્યું માનો તો હું એક ઉપાય બતાવું તે એ કે આપને ત્યાં આવેલા શેઠની સાથે જો તમારો પ્રેમ જોડો તો સર્વ સુખો તમને મળે. વળી તે આપને ઘણાજ ચાહે છે માટે મારૂં વચન માન્ય કરશો. આ સાંભળી રંભાએ વિચાર કર્યો કે આ રંડાને કંઇ લાલચ આપવાથી તે મને પાપ કર્મમાં દોરવા તૈયાર થઇ છે, ઠીક છે સો-નાને સામ લાગે નહિ ને સાચને આંચ આવે નહિ. એ વાક્યને

અનુસરીને મારે તે અંધ બનેલ કામાંધને તેનું સર્વસ્વ ધન હરી તેને ભીખ માગતો કરવો જોઇએ. કે જેથી તે મારી માફક બીજી સ્ત્રીઓને ફસાવતો અટકે. એમ વિચારી માળણને કહ્યું કે વાહ બેન વાહ ! મારે તારી વાત માન્યા વિના ચાલે ખરૂં મને શેઠના ઘરમાં ગોઠતું નથી. પણ શું કરૂં આજ સુધી તારા જેવી સખી મને કોઇ સખી મળી નહિ હોય કે કોઇ ધનવાન શાહુકારનો સંજોગ કરાવી આપ્યો નહિ, આજેજ તું મળી હું તારા વચનોથી બહુજ આનંદ પામી છું હું તે શેઠ સાથે જઇશ માટે તું જઇ શેઠને કે સર્વ સામાન ભરી તઇયાર થાય. હું સમીસાંજે આવીશ. આ સાંભળી હરખાતી હરખાતી માળણ શેઠ પાસે આવી ને વધામણી ખાધી. આજે સાંજે આવશે માટે તઇયાર થઇ રહેજો. લ્યો હવે શેઠ............ ............આમ બોલા અટકી ગઇ.

શેઠે ખુશી થઇ જણાવ્યું કે માલણ તારા કામની કીંમત ગણાય નહિ છતાં હું તને આ ૨૫ સોના મહોરો આપું છું તે લે! માલણે તે લીધા શેઠે જવાના ઉમંગમાં તૈયારીઓ કરવા માંડી. શેઠ પાસે લેવડ દેવડનો હિસાબ ચોકખો કરી પોતાનો વધારો લઇ જવાની રજા માગી. ને માલણને ત્યાં આવ્યો.

હવે સાંજ થઇ એટલે રંભા સંકેત મુજબ માલણને ત્યાં આવી ત્યાંથી બન્ને જણ સાંઢ પર સ્વાર થઇ ચાલ્યાં થોડે છેટે ગયાં એટલે શેઠને રંભાએ કહ્યું કે અરેરે ? શેઠ મારૂં ઝાંઝર માલણને ત્યાં રહી ગયું હવે શું કરૂં મારાથી ત્યાં સુધી ચાલી શકાશે નહિ માટે જો આપ જઇને લઇ આવો તો હું અહીં સાંઢ ઉભી રાખીને

બેસું જેથી શેઠ ઝાંઝર લેવા ગયા. તેના ગયા પછી રંભા સાંઢને હાંકી આગળ ચાલવા લાગી. ચાલતાં ચાલતાં એક નગર નજીક આવી માર્ગમાં એક તસ્કર સાથે હતો તેને કહ્યું કે મને ભૂખ લાગી છે તો તમો જરી ખાવાનું લઇ આવો એટલે આપણે બંને ખાઇને આગળ ચાલીયે તેનાં મોઠાં વચનથી ભોળવાઇ તસ્કર મીઠાઇ લેવા ગયો એટલામાં તે નગરનો રાજા ત્યાં આવી ચઢ્યો. તે રંભાને જોઇ તેના ઉપર મોહીત થયો ને તેને સાંઢ સહીત દરબારમાં લઇ ગયો પછી રાજાએ ગુણાવળીને બીભત્સ શબ્દોથી તેની પાસે પ્રેમ માગવા લાગ્યો. હે સ્ત્રી હું રાજા છું માટે મારી સાથે પ્રીતી જોડી પ્રેમ સુખ ભોગવ !

રંભાએ આ વખતે પણ મનને કબજે રાખી હિંમતથી સ્ત્રી ચરિત્ર કરતાં કહ્યું કે હે રાજન ? વાત એમાં શું છે ? હું તૈયાર છું પણ મારી એક વાત કબુલ કરો તો તમારૂં મનમાન્યું કામ તૈયાર થાય કારણકે મેં એવી પ્રતિજ્ઞા કરી છે કે ધુર્તપુરીનગરીમાં એક કામદેવ યક્ષનું મંદીર છે ત્યાં જઇ તેની પુંજા કરી પછીજ પરપુરૂષ સાથે પ્રેમમાં પડવું. માટે આપ મને આપણું સૈન્ય આપો તો હું દેવની પુંજા કરી પાછી આવી આપનાં ઇચ્છાપૂર્ણ કરીશ. રાજાએ સૈન્ય આપી વિદાય કર્યા તેઓ ધુર્તપુરી આવી પહોંચ્યાં સર્વ સૈન્યને પાદરે બેસાડી પોતે નગરમાં પોતાના સ્વામીને ત્યાં ગઇ પાદરે સૈન રાહ જોતુંજ બેસી રહ્યું પણ તે તો પાછી આવી નહિ તેમ ખબર પણ મળી નહિ. તપાસ કરતાં તેમને માલમ પડ્યું કે તે તો પોતાના પતીના ઘરમાં ગઇ. આથી સૈન નિરાશ થઇ પાછું ફર્યું. પોતાના શહેરમાં આવી રાજાને ખબર આપી. આપેજ સાસરવાસો

કરી આપી. તેને વરાવી, આથી રાજા રાજ્યસિદ્ધિ છોડી જોગી બની જંગલમાં ફરવા લાગ્યો, હવે જે માળણને ત્યાં ઝાંઝર લેવા ગયેલો શેઠ આવી જુએ છે તો રંભાને ન જોવાથી તે યોગી બની જંગલમાં ચાલ્યો ગયો. તસ્કર મીઠાઇ લઇ આવ્યો ને સાંઢ ન જોવાથી તે પણ જંગલમાં ચાલ્યો ગયો હવે રંભા પોતાના ઘેર આવી પણ પોતાના સ્વામીને ન જોવાથી નીરાશ થઇ.

એક વખત આ ચારે જોગીઓ ફરતા ફરતા એકઠા થયા ત્યાં બીજા ભાંગ ગાંજો પીતા બેઠા હતા. નીશામાં ચકચુર થયા એટલે એક બીજાની વાત પુછવા લાગ્યાં કે તમે સંન્યાસ કેમ લીધો એટલે પ્રથમ શેઠે કહ્યું, હે જોગી પુરૂષો? મારા હિરા માણેક મોતીથી ભરેલા ઉંટ સહીત એક સ્ત્રી મને મોહ પમાડી ચાલી ગઇ તેથી હું જોગી થયો. બાદ બીજો જે તસ્કર હતો તે બોલ્યો હે જોગી પુરૂષો એક સ્ત્રી મને જંગલમાં ઉંટ સહિત મળી તે મને મીઠા વચનોથી ભોળવી બજારમાં મીઠાઇ લેવા મોકલી ત્યાંથી ચાલી નીકળી એટલે શેઠે કહ્યું કે મારી સ્ત્રી પરપુરૂષ સાથે નાશી ગઇ ને મારા બાપદાદાની આબરૂ સાચવવા જોગી થયો પછી રાજાએ કહ્યું હે મહા પુરૂષો? મારા નગરને દરવાજે એક સ્ત્રી ઉભી હતી તેના ઉપર મોહીત થઇ મેં તેને રાજમહેલમાં લઇ જઇ મારી સાથે લગ્ન કરવા જણાવ્યું તો તેણે ખુશી બતાવી પણ ધુર્તપુરીમાં તેણે દેવની બાધા રાખી હોવાથી સૈન્ય સાથે મેં મોકલી તે પાછી આવીજ નહિ માટે મેં સંન્યાસ લીધો.

આ પ્રમાણે સર્વની વાત સાંભળી જે શેઠની સ્ત્રી હતી તેણે વિચાર્યું મારી સ્ત્રી આ ત્રણેને ભભુતિ ચોળાવી સતીત્વ સાચવ્યું છે માટે લાવ મારે ઘેર જઇ તેને મળું. ધન્ય છે સ્ત્રી ચરિત્રને જેના ચરિત્રો આગળ શીવ બ્રહ્મા, વિષ્ણુ વિગેરે હારી ગયા તો આપણ મનુષ્યની શી તાકાત છે.

આ સાંભળી સૌંદર્યવતી બોલી હે સખી ! આ ચિત્રપટ દોરાવનાર કોઇ ઢોંગી નથી પણ ખરેખર મારા પરભવના ભરથાર છે તેની પરિક્ષા કરીશું માટે આ વાત મારા પિતાને જણાવ. દાસીએ આ વાત રાજાને જણાવી કે હે રાજન નવી વધામણી લાવી છું તે એ કે આપણી કુંવરી પુરૂષ દ્વેષીણી મટી પુરૂષ પ્રત્યે સ્નેહ દર્શાવે છે ને તે પોતાને માટે સ્વયંવર રચાવે છે. ને તે એમ કહે છે કે જે મનુષ્ય ધનુષ્ય બાણ આકાશમાં ચઢાવે તેનીજ સાથે લગન કરૂં. આ સાંભળી રાજા ખુશ થયા ને રાજાએ દેશપરદેશના રાજકુમારોને તેડાવ્યા લગ્નમંડપની તૈયારીઓ કરી લગ્નમંડપની વચમાં એક સોનાનું સીંહાસન ગોઠવ્યું ને તેને ફરતી બેઠકો ગોઠવી મંડપ વચમાં થંભ હતો તેને ફુલોથી શણગાર્યો હતો. આવી ઉત્તમ પ્રકારની કારીગરી કરી મંડપ દેદીપમાન કર્યો હતો. દેશદેશના કુમારો પોતે સારા દેખાય તેવા દેખાવ કરી ઉત્તમ વસ્ત્રો પહેરી આવી સૌ સૌની જગ્યાએ બેસી ગયાં હતા, આ વખતે શિવદત્ત તથા તેના મિત્રો થોડે દુર ઉભા ઉભા આ બનાવો જોતા હતા.

રંભા પોતે સોળે શણગાર પહેરી લગ્નમંડપના મધ્યભાગમાં ગોઠવેલા સીંહાસન પર બેઠી. એટલે દાસી બોલી. હે રાજકુમારો સાંભળો આ લગ્નમંડપમાં જે ધનુષ્ય મુકવામાં આવ્યું છે તેને જે કુમાર ઉપાડી આકાશમાં ચઢાવી દેશે તેને અમારાં કુંવરીબા માળા આરોપશે. માટે તમારૂં શુરાતન અજમાવી ધનુષબાણ ચઢાવો.

આ સાંભળી અંગદદેશનો રાજકુમાર તરતજ પોતાની જગ્યાએથી ઉઠી ધનુષબાણ તરફ નજર કરવા ગયો કે તરતજ આંધળો બની ગયો. ને આમતેમ ફાંફાં મારવા લાગ્યો. આ કુમારને આમ થવાથી

લાટ દેશનો રાજપુત્ર ચાંપ પાસે આવ્યો. પણ નાગફણીએ કરી બેશુધ્ધ થઇ ભોંયપર પડયો. આ પ્રમાણે ઘણા કુમારો ચાંપ ચઢાવવા તૈયાર થયા પણ ચઢાવી શકયા નહિ. આ જોઈ રંભાના પિતા વિચારમાં પડયા. એટલે જે શિવદત્ત પોતાના મિત્રો સાથે બહાર ઉભો હતો તે પોતાના મિત્રને પોતાની તલવાર આપી કહ્યું કે ઉઘાડી તલવારે તું પેરો ભરજે ને હું ધનુષ ઉપાડી આકાશમાં ચઢાવી દઉં છું. આમ કહી તે ધનુષ પાસે આવ્યો ને ધનુષ્યને સાષ્ટાંગ દંડવત કરી ધનુષ્યને ઉચકી મંત્રવિદ્યાથી આકાશ માર્ગે ચઢાવ્યું આથી ખુશી રંભાએ વરમાળ પહેરાવી. આથી બીજા રાજપુત્રો તેની સામે થયા. ને કહ્યું હે પંથી મુસાફર એ વરમાળા તારા કંઠમાંથી કાઢી નાખ. આથી શિવદત્ત બોલ્યા હે રાજવંશી કુમારો તમે બધા શિયાળ સમાન છો સ્ત્રીની યાચના કરવી એ તમને ઘટીત નથી. ગરીબ માણસ પણ સ્ત્રી માગી આપતો નથી તો હું ક્ષત્રિકુળ ભુષણ તમારા જેવાઓને કન્યા માગી આપું. વળી વિચાર કરો કે પરસ્ત્રીગામી આખરે નરકમાં પડી મહાદુઃખ ભોગવે છે. છતાં કોઇએ માન્યું નહિ ને લઢાઇ કરવા તૈયાર થયા. શિવદત્ત તેમને હરાવી હાંકી કાઢયા. લઢાઇમાં લઢવાની ચાલાકી જોઇ રંભાના પિતાએ કહ્યું હે ઉત્તમ પુરૂષ આપની ચાલાકી જોઇ આપ કોઇ ક્ષત્રિકુળના હો તેમ જણાય છે. મહેરબાની કરી આપનું નામઠામ ગામ જણાવશો. હવે આપ તો અમારા જમાઇ થઇ ચુકયા છો. એટલે કુંવરે જણાવ્યું હે રાજન હું રાણકપુરના રાજાનો કુંવર છું મારૂં નામ શિવદત્ત છે. આ સાંભળી રાજા આનંદ પામ્યો ને પોતાની પુત્રીને હાથી ઘોડા રથ પાલખી વિગેરે કન્યાદાનમાં આપ્યું તે ઉપરાંત એક સુંદર મહેલ પણ આપ્યો ત્યાં સુખે દિવસ નિર્ગમન કરવા લાગ્યાં.

એક દિવસ શિવદત્તે પોતાની પ્રાણપ્યારી રંભાને કહ્યું કે હવે આપણે આપણા દેશ તરફ જઈએ. એટલે પિતાની રજા લઇ તેમણે પ્રયાણ કરવા માંડયું. તેઓ ચાલતાં ચાલતાં રાત્રિનો વખત થવા આવ્યો તે વખતે મનોરમા નામના વનમાં ઉતારો કર્યો. બધા માણસો નિદ્રાધીન થયા. ફક્ત તેનો મિત્ર એકલો જાગ્રત હતો. મધરાતને વખતે વડ ઉપર દેવદેવીનું રહેઠાણ હતું તે દેવીએ પુછયું. હે દેવ ? આ રાજપુત્રને રાજ્ય મળશે કે નહિ. એટલે દેવે કહ્યું ? હે દેવી આ કુમારને માથે ચાર મોટા ભય છે તે જ્યારથી દેશમાંથી નિકળ્યો છે ત્યારથી થોડા વખત પછી તેની માતા મરણ પામી છે રાજાએ ફરીથી બીજી રાણી સાથે લગ્ન કર્યાં છે એ રાણીને એક પુત્ર છે તેથી તેના પુત્રને રાજ્ય મળે તે ઇચ્છાથી રાણીએ કુંવરને મારી નાખવા માટે રાજાને મોહલુબ્ધ બનાવી તેમને કબજે કર્યા છે તેણે એક તોફાની ઘોડો રાખી મુકયો છે કે તે ઘોડા ઉપર બેસે કે સ્વારને પાડી નાખે. માટે એ ઘોડો શિવદત્તને આપજો એટલે તે મર્ણ પામશે ને તેથી જો મર્ણ નહિ પામે તો એક કૃત્રિમ દરવાજો બનાવ્યો છે તેની નીચેથી કુમાર જશે કે તે દરવાજો તેના ઉપર તૂટી પડશે. ને કદાચ તેથી આવરદાવાળો હોય ને બચશે તો તેને જમતી વખતે ઝેરના લાડુ આપવાથી મરણ પામશે. આ પ્રમાણે તેની ઓરમાન માતાએ સ્વાર્થ સાધવા આવા રસ્તા ગોઠવી મુકયા છે, ને તે સર્વ-માંથી બચી જશે તો તે રાત્રે સુતો હશે તે વખતે તેને પથારીમાં મોટો સાપ કરડશે ને તેથી મરણ પામશે.

હવે આ ચાર ભયમાંથી તેનો મિત્ર જાગે છે તે જો બચાવે તો જીવતો રહે પણ તેનો મિત્ર કરેલા ઉપકાર કહી સંભળાવશે તો

તે પત્થરરૂપે બની જશે. આ સર્વે વાત તેના મિત્રે કૃપાશંકરે સાંભળી. પ્રભાતનો સમય થતાં સૈન્ય સાથે ચાલવા માંડયું સૈન્ય સાથે રાણુકપુર આવ્યા પોતાના પિતાને આ સમાચાર મોકલાવ્યા, આ સમાચાર સાંભળી ગામના લોકોને દેખાડવા થોડા માણસો સહિત સામૈયુ કરી કુંવરને તેડવા માટે ગયા. કુંવરે પિતાને પ્રણામ કર્યા, રાજાએ ખુશી દર્શાવી એક ઘોડો બેસવા માટે આપ્યો. તેના મિત્રે પ્રપંચ કરી તે ઘોડાને બીજે ઠેકાણે મોકલાવ્યો ને બીજો પોતાના ઘોડામાંથી આપ્યો. આગળ ચાલ્યા ત્યાં તેઓ કૃત્રિમ દરવાજા નજીક આવ્યા. જેવો ઘોડો પોતાનો પગ ઉપાડી દરવાજા અંદર મુકવા જાય છે ત્યાં તેના મિત્રે ચાબુકનો પ્રહાર કરી ઘોડાને પાછો પાડયો કે તરતજ કૃત્રિમ દરવાજો તુટી પડયો. જેથી ઘણા માણસોના જાન ગયા.

આ બનાવ જોઇ સર્વે પ્રજા, મંત્રી વિગેરે રાજાને મોઢે કહેવા લાગ્યા કે મહારાજા આપે ઘણું ખરાબ કર્યું તો પણ તેના મિત્રની મદદથી કુંવર બચવા પામ્યો. આમ સર્વે બોલતા રાજમહેલ સુધી આવી પહોંચ્યા. કુંવર પોતાની ઓરમાન મતાને પગે લાગ્યો. ને પોતાના ભુવનમાં ગયો. પોતાની સ્ત્રીને મળ્યો તેની ઓરમાન માએ કુંવરનું મરણ ન થયું તેથી ઝેરના લાડુ તૈયાર કરાવ્યા. જમવા માટે ગયા ત્યાં તેનો મિત્ર પણ સાથે ગયો ને તેના મિત્રે પોતાની સાથે બે લાડુ સારા બનાવી લીધા હતા જમવા માટે બેઠા ત્યાં કુંવરની થાળીમાં જે બે લાડુ મુકવામાં આવ્યા હતા તે કુંવરની આડાઅવળી નજર કરાવી તે લઇ લીધા ને સારા લાડુ મુકી દીધા. સર્વે જમી આનંદથી પોત પોતાના ઠેકાણે ગયા. રાજાના મનની મનોવૃત્તિ બદલાઇને પોતાના કરેલા કૃત્યનો પ્રસ્તાવો થવા લાગ્યો તેના પ્રાયશ્ચિતમાં કુમારે શિવદત્તને રાજ્ય આપ્યું.

એક સમયે કુમાર પોતાની સાથે નિદ્રાવશ થયો હતો તે વખતે તેનો મિત્ર કૃપાશંકર પેરો ભરતો હતો. ત્યાં એક મોટો ભયંકર પન્નગ ફુંફાડા મારતો શિવદત્તની પથારી પર ચઢતો જોયો કે તરતજ કૃપાશંકરે ખડગ વતી સાત ટુકડા કરી નાખ્યા. તેના રૂધિરનું ટીપું મહારાણીની ઝાંગ પર પડ્યું તે લઇ લેવા માટે મહારાણીની ઝાંગ પર લુંગડુ લઇ સાફ કરવા લાગ્યો. ત્યાં શિવદત્ત એકદમ ઝબકી જાગી ઉઠયો ને ક્રોધથી આ દૃશ્ય જોઇ બોલ્યો ! અરે નિચ આ શું કરો છો! આવું અઘટિત કાર્ય કરતાં તને જરાપણ શર્મ ન આવી આમ કરવાનું કારણ શું ?

કૃપાશંકરે કહ્યું ? આપ મને જે હકીકત પુછવા માગો છો તે જો હું સાચુ કહીશ. તો મને દુઃખદાયક છે ને જો જુઠુ બોલીશ તો દુઃખદાયક છે. મારા કરેલા ઉપકારો નિષ્ફળ જશે કહેવત છે કે. પાવયાને પાની ચઢે નહિ તેમ રાજા ગમે તેટલા મિત્ર હોય તો પણ મિત્રદ્રોહ કરતાં વાર લાગે નહિ. માટે મારૂં ગમે તે થાઓ હું સાચુંજ બોલીશ. હે રાજન ? હું વાત સાચી કહું છું પણ વાત પુરી થતાં હું પત્થર રૂપ થઇને પડીશ. તે આપને અગાઉથી જણાવું છું માટે સાંભળો ! આપણે આવતા હતા ત્યારે રસ્તામાં વિશ્રાન્તિ માટે જે વડ તળે રાત્રિ ગાળી હતી તે વડ ઉપર દેવદેવીનું જોડું વાત કરતું હતું કે આ કુમાર ઉપર ચાર ભારે સંકટ છે તે મેં સાંભળ્યું ને મેં તમોને તે ત્રણ સંકટમાથી બચાવ્યા પણ આ ચોથા વખતે જે સાપ મેં માર્યો તે સાપના લોહીનું ટીપું માતાની ઝાંગ ઉપર પડેલું તે લોહી લેવા માટે મેં આ રસ્તો કર્યો હતો. આ શબ્દ પુરો થતાંજ તે પત્થર રૂપે થઇને પડયો.

શિવદત્ત આ જોઇ શોકાતુર થયો ને વિલાપ કરવા લાગ્યો કે અરે મેં ? મારા સુખ દુઃખમાં ભાગ લેનાર મારા મિત્રને હવે હું ક્યારે મળીશ આમ બોલતો તે મુર્છાગત થયો. આ સાંભળી તેની સ્ત્રી આશ્વાસન આપવા લાગી હે સ્વામી ? તેમણે જણાવ્યા છતાં આપે ન માન્યું ને હવે વિલાપ કર્યે શું વળવાનું છે. હાથનાં કર્યાં હૈયે વાગ્યાં પ્રથમ માન્યું નહિ ને હવે મિત્ર વિયોગે મરવા તૈયાર થયા. વાહ પ્રાણનાથ ? વાહ ? શુરવિર તો બહુ જણાઓ છો. જરા વિચારો ગમે તેટલું સંકટ પડે તો મરદ મરવા તૈયાર થાય ખરા ? માટે હિંમત રાખોને તેનો માર્ગ કરો તો સૌ સારાં વાનાં થશે. કુંવરને આ વખતે કશુંયે ભાન ન હતું તે તો ગાંડા જેવો મિત્ર ? મિત્ર ? મિત્રની જંખના કરતો પોતાના ખંડમાં ફરતો હતો તેણે નિશ્ચય કર્યો કે જંગલમાં જઇ કોઇ યોગી મહાત્માને સેવી મિત્રનો ઉધ્ધાર કરૂં. તેની પાસે દેવીએ જે ચિજ આપી હતી તે ખોવાઇ ગઇ હતી તેથી તે પોતાના મિત્રને અસલ સ્થિતિમાં બનાવી શકયો નહિં. પણ એક દિવસ દેવીને યાદ આવ્યું કે મારો ભાઇ મને મુકી ગયો કે શું. આથી તે પોતેજ તેની તપાસમાં નીકળ્યાં તો પોતાના ભાઇની આ મનોદશા જોઇ આશ્ચર્ય પામ્યાં તેની નજીક જઇ તેમણે કહ્યું ભાઇ ? ભાઇ ? આમ ઉદાસ કેમ ? શું તને દુ.ખ છે જે હોય તે સત્વર કહે. એટલે કુંવરે જણાવ્યું હે ધર્મ ભગીની ? મારો મિત્ર આજે પત્થર રૂપે થઇ પડયો છે તેને મનુષ્ય રૂપે બનાવવાના વિચારો કરતો હતો દેવીએ જોયું તો જણાયું કે ખરેખર આતો આપના ભોગે થયેલો નથી પણ મિત્ર પર કરેલા ઉપકાર કહેવાના બદલામાં આ શીક્ષા ભોગવવા પામ્યો છે. એમ કહી પોતાના [illegible] તે [illegible] પર પાણી છાંટયું કે તરતજ સહસ્લામાંથી

એક આકૃતી થઈને તે તેનો મિત્રજ હતો બંન્ને ભેટયા ને દેવીને પ્રણામ કર્યાં. બાદ સર્વે ચાલતા થયા દેવી પણ અંતરધ્યાન થયાં તો વાંચક આગળ ચાલો તપાસીએકે સંસારમાં કુટીલ સ્ત્રીઓ પોતાની ધારણા પાર પાડવા પ્રેમમાં અંધ બની કેવાં કામ કરે છે.



# પ્રકરણ ૧૨ મું.



## સ્ત્રીના ફંદો.

---

દોહરો

ફંદો રચી નીત અવનવા, નિજ કંથને સમજાવતી,
છાની રહી સ્વામી થકી, નીજ યારને સુખ આપતી.

કુમાર શિવદત્ત પોતાની પાસે જાદુઇ ઘોડો લઇ એકલા આકાશ માર્ગે દેશ નિરક્ષણ કરવા ચાલ્યા. તેઓ એક મોટા ગામને પાદરે પડાવ નાખી પોતાના અશ્વને સંકોચી આરામ માટે બેઠા. ત્યાં નાસ્તો કરવા પોતાની પાસેનો ડબ્બો ખોલ્યો. તે વખતે ત્યાં નજીકમાં થઇ એક વીસ વરસની ભરજુવાન નવોઢા સ્ત્રી રૂમઝુંમ કરતી લટકા મટકાથી આંખો ફેરવતી કટીને વાળતી ચાલી જતી હતી. કુંવરે ડાબડો કાઢી બહાર મુકયો હતો તે સ્ત્રીની નજર દાબડા પર પડી. દાબડો જોતાંજ તેનું મન પીગળ્યું ને આ કોઇ અજાણ મુસાફર સમજી તેની નજીક જઇ પુછ્યું કેમ પંથી! આ રસ્તેથી કોઇ ચાર

મનુષ્યને ત્રણ બૈરાં જતાં માલમ પડયાં. કુંવરે સીધો જવાબ આપ્યો કે મને ખબર નથી. પછી તેણે બીજો સવાલ કર્યો કે હે પંથી! આપ કયાં જાઓ છો, આ વખતે કુંવરે ઉંચું જોતાંજ જેમ વીજળી જબકે તેમ આ સ્ત્રીએ નયન રૂપી શર છોડયું, તે કુંવરને ભોંકાયું ખરૂં! પણ આવાં શરથી તે વિંધાય તેમ નહતો. પણ તેનો ભાવ જાણવા માટે તેણે કહ્યું કે હું અહીંથી આવું છું ને જરી આગળ જવા ધારૂં છું, એટલે તે અજાણ સ્ત્રી બોલી, હે પંથી! આ દાબડાનું શું આપ્યું હતું કહી દાબડો હાથમાં લીધો. કુંવરે પણ કંઇ ના કહ્યું. દાબડો તપાસતાં માલમ પડયું કે દાબડો સોનાનો છે ને આજુબાજુ હીરા ને સાચા મોતી છે. જો આ દાબડો પડાવી લઉં તો મારૂં દાળદર ફીટી જાય, આથી તે નીચે બેઠી. કુંવર સમજ્યો કે આ કોઇ છટકેલ છે, આમ વિચાર કરે છે ત્યાં તે બોલી હે પંથી! આમ માર્ગમા બેસી આરામ કરવો તે શું વ્યાજબી છે, ચાલો આપણે ઘેર ત્યા સર્વે ગોઠવણ થશે. કુંવરે પણ તેના જેવા અત્યંત પ્રસંગો જોયેલા હોવાથી તે ત્યાં ચાલ્યો. ચાલતાં ચાલતાં તેઓ તેના મકાન પાસે આવ્યા, આ વખતે આ સ્ત્રીનો સ્વામી ઘરમાં હતો તે બહાર આવ્યો. તેણે આ અજાણ્યા માણસને જોઇ વિચાર્યું કે આ કોણ હશે? રાત્રી પડી સર્વે જમ્યા બાદ તેઓ બને પાસે બેઠા અને વાર્તાલાપ કરવા લાગ્યા.

એક દિવસ તે સ્ત્રી કે જેનું નામ લક્ષ્મી હતું તે બોલી હે પ્રાણનાથ! હું અહીં રહી ઘણી દુઃખી થાઉં છું કારણ કે મારા શરીરમાં જામેલો રોગ કેટલો વખત થયો મટતો નથી તેથી જો આપણે મારે ઘેર રહેવા માટે જઇએ તો ઘણું સારૂં એમ કહી રડવા લાગી. તેને

તેને ગામ મોકલવા માટે વિચાર કર્યો, આવેલા મહેમાનને વાત કરી એટલે મહેમાને કહ્યું કે તમે તૈયાર થાવ એટલે તમને ત્યાં પહોંચાડું આવું તે પ્રમાણે સર્વે તૈયાર થયાં એટલે કુંમારે પોતાના અશ્વની ચાંપ દાબી. ચાંપ દાબતાંજ અંદર બેસવાની બેઠકો ઉપર બેઠાં, આ જોઇ લક્ષ્મી ખુશ થઇને વિચારવા લાગી કે આ કોઇ મહાન પુરૂષ હોવો જોઇએ. તરતજ ઘોડો આકાશ મારગે ચાલ્યો, ક્ષણ માત્રમાં તેઓ તે નગરમાં આવી પહોંચ્યા, તેઓ બન્ને તે સ્ત્રીને મુકવા માટે ગયા. તેને મુકી કુમારે જવાની રજા માગી પણ તે સ્ત્રીની ઇચ્છા પુર્ણ ન થયેલી હોવાથી પોતાના પિતાને ત્યાં મહેમાનગીરી કરવા રાખ્યા. કુંવર થોડા દિવસ માટે ત્યાં મહેમાનગીરી કરવા રહ્યા.

એક દિવસ એવું બન્યું કે લક્ષ્મી ઘરની બહાર નીકળી પોતાના યારને મળવા માટે જતી હતી. કુંવરે તે જોવા નિશ્ચય કર્યો, તેના ગયા પછી પોતે અશ્વ ઉપર બેસી અંતરીક્ષથી ચાલવા માંડયું તે સ્ત્રી ચાલતી ચાલતી જ્યાં ગોવાળ ભેંસો ચારતો હતો ત્યાં આવી ને તેની સાથે પ્રેમલાપ કરવા લાગી. ને તેની સાથે રતી ક્રીડા રમી ઘર તરફ પાછી ફરી, કુંવર તેના પહેલાં ઘેર આવી પહોંચ્યો. હવે કુંવ-રને લાગ્યું કે અહીં રહેવામાં સાર નથી. બીજે દિવસે સવારે જવાનો વિચાર કર્યો. તેજ રાત્રે પેલી સ્ત્રીનો સ્વામી કુમાર સાથે વાત કરવા બેઠો ને પોતાની સ્ત્રીના વખાણ કરવા લાગ્યો. આ સાંભળી કુંવરે કહ્યું, હે ભોળા હૃદયના ભરથાર, તારી સ્ત્રી પુરેપુરી વંઠેલ છે. તેનાં ચરીત્રોથી તું અજાણ છે, હું તો એમ ધારૂં છું કે તે સ્ત્રી વ્યભીચા-રીણી હોવી જોઇએ તે સ્ત્રી આપને ભમાવે છે ખરેખર સ્ત્રી ચરિત્રજ રમે છે, આપને હજુ સ્ત્રી ચરિત્રની ખબર નથી તમે જાણો છો કે સ્ત્રી ચરિત્રો કેવાં રમાય છે હું તમને કહું તે સાંભળોઃ—

સુરીકાન્ત રાણીએ પોતાના પતિને ઝેર દઇ માર્યો. ચુલણી રાણીએ વિષયમાં અંધ બની રત્ન રૂપી પુત્ર બ્રહ્મદત્તને મારવા લાખનાં ઘર બનાવી તેમાં પુત્રને સ્વહસ્તે બાળ્યો. શત્રુજીત રાજાએ પોતાની સ્રીને પોતાના હાથનું લોહી પાયું એટલુંજ નહિ પણ પોતાની છાતીનું માંસ ખવડાવ્યું છતાં તેમને દરિયામાં ફેંકી દીધા. વળી જુઓ કૃષ્ણ જેવાને ગોપીઓએ ભમાવ્યા, પારવતીજીએ શંકર પાસે નૃત્ય કરાવ્યું. ઇંદ્રનું માન ઇન્દ્રાણીએ ઉતાર્યું, એકલશૃંગી રૂષિને પણ અથડાવ્યા. એવા અનેક મહાન પુરૂષો સ્રી ચરિત્રને સમજી શક્યા નથી તો આપ તેની શી વિસાતમાં તેના સ્વામીએ કહ્યું.

પ્રિય મિત્ર આપે કહ્યુ તે ખરૂં છે પણ મારી સુકોમળ પત્ની તો સીતા, તારા, દ્રૌપદી, કુન્તા, અહલ્યા, સમાન છે તે તો મહાન સતીઓની પંક્તિમાં ગણાય તેવી પતિવૃતા છે. કુંવરે કહ્યું, ભલા ભાઇ આપ તદ્દન ભોળા છો, આપને આટલું સમજાવ્યું છતાં કેમ સમજતા નથી, સ્રી કોઇની થઇ નથી ને થશે પણ નહિ.

નારી સારી ના ગણો, નારી નર્કની ખાણ.
નારીના વિશ્વાસથી. ખોયા કૈંએ પ્રાણ,
મસ્તક કૈંક અલગ થયાં. કૈંક પડ્યા છે કેદ
કૈંક ફરે વનમાં રખડી, કૈંક થવા મહેલ,

તમારે સ્રી ચરિત્રની વાત સાંભળવી છે તો સાંભળો.

કોઇ એક ગામમાં ભોટશંકર નામના બ્રાહ્મણ કમાવા અર્થે દેશાંતર ગયા. તેથી તેમની સ્રી નિશંકપણે ગમે તેમ વર્તવા લાગી. તે પોતાના મનમાં આવે તેની સાથે સુખ ભોગ ભોગવવા લાગી. તેની પાડોશણ સમજુ બા તેને ઘણી શીખામણ આપતાં પણ તે માનતી

નહિ. બે વરસ પછી તેનો પતી પાછો આવ્યો. સાંજનો વખત થયો એટલે છોકરાને બગલમાં ઘાલી માબાપને ઘેર જવાનું બાનું કાઢી યારને ત્યાં ગઇ પોતાના છોકરાને પત્થરની એક નાની પુતળી સાથે રમતો મુકેલો તે રમતો મુકી ઘેર આવી પોતાની સ્ત્રીને એકલી આવેલી જોઇ ભોટશંકરે પૂછ્યું છોકરો કયાં તો જવાબ આપ્યો કે તમો પરદેશ ગયા ત્યારે મેં માનતા માની હતી કે તેઓ સુખરૂપ ઘેર આવશે તો છોકરાને રમતો મુકીશ તો રમતો મુકી આવી છું ને સવાપાંચ રૂપીઆનું છત્ર મુકવાનું હતું તે ભુલી જવાથી લેવા માટે આવી છું તો સવાપાંચ રૂપીઆ આપો તો છોકરો લઇ આવું ધણીએ ખુશી થઇ રૂપીઆ આપ્યા તે લઇ પોતાના યારને આપ્યાને પુત્રને તેડી ઘેર આવી. જોઇ આ સ્ત્રીના ફંદ ? માટે થયા તેને તો બરાબર તેના પ્રમાણે થઇ તેના ફંદ ભુલાવીએ ત્યારે ખરા ? તે વિષે હું કહું તે સાંભળો.

શાન્તપુર ગામમાં એક છટકેલી સ્ત્રી હતી તે પોતાના સ્વામીની ડખલ દુર કરવા માટે રોજ શીવજીને દેરે જઇ પુજા કરી માગતી કે હે શંભુ મારો સ્વામી આંધળો થાય તેમ કરજો. હવે રોજ તે પુંજા કરવા જતી તેથી તેના સ્વામીએ જાણ્યું કે આ સ્ત્રી રોજ કયાં જાય છે તે જોવા એક દિવસ તેની પાછળ ગયો. ને તેની આગળ દહેરા નજીક આવતાં દહેરા પાછળ છુપાયો. તે સ્ત્રીએ શીવજીની પુંજા કરી કહ્યું. એટલે પાછળથી તેનો સ્વામી બોલ્યો હે સ્ત્રી તારી ઘણા દિવસની પુંજાથી આજે ખુશ થયો છુ માટે જા તારી ઇચ્છા પુર્ણ થશે ને તારા ધણીને રોજ ઘીનો આહાર કરાવજે જેમ જેમ તે વધારે ઘી ખાશે તેમ તેમ વધારે આંધળો થશે. ?

હવે તે સ્ત્રી ઘેર આવી પોતાના સ્વામીને ઘીનો આહાર કરાવવા લાગી ત્રણચાર દીવસ ખુબ ઘી ખવડાવ્યું એટલે એક દિવસ તેનો ધણી બોલ્યો હે પ્રીયે ? મારી આંખે એકદમ કેમ દેખાતું નથી ? પહેલાં કરતાં ઝાંખ પડવા લાગી છે. આ સાંભળી સ્ત્રીએ વિચાર્યું કે શીવજીનું કહેવું સાચું પડયું ખરૂં ? આથી તે વધુ ઘીનો ખોરાક ખવડાવા લાગી આમ છ માસ સુધી ઘી ખવડાવ્યું એટલે એક દિવસે તેના સ્વામીએ કહ્યું હે પ્રીયે ? હવે મને કંઇ દેખાતું નથી ? હવે હું શું કરીશ ? આ જોઇ સ્ત્રીએ પોતાના યારને ઘર આગળ બોલાવા લાગી. તેનો યાર રાત્રિએ આવેને દિવસે ચાલ્યો જાય. એક દિવસ કંઇ તેનો યાર ઘરમાં જવાનું ચુકી જવાથી બેઠો હતો. હવે આ આંધળો માણસ લાકડી લઇ બારણા આગળ બેઠો હતો તેની સ્ત્રી બહાર દેવતા લેવા ગઇ એટલે તેણે ઉઠી તેના યારને મારવા માંડયો તે ત્યાં સુધી માર્યો કે તે મરણ પામ્યો. ને સ્ત્રી આવી એટલે તેને કહ્યું કે જો તું હવે આવા ફંદ કરીશ તો તને પણ તેની માફક પુરી કરીશ. હવે હું દેખતો થયો છું એટલામાં એક તરૂણ તપસ્વી ત્યાં ભીક્ષા અર્થે આવ્યા તેમને જોઇ તે તેમના ઉપર મોહી પડી ને રાત્રીને વખતે ધણીને સુતા મુકી જોગીને આવાસે ગઇ જોગીએ તેને કહ્યું હે સ્ત્રી અમો જોગી લોક પારકી સ્ત્રીને અડીએ પણ નહિ. આ સાંભળી તે સ્ત્રી ઘેર આવીને ખડગવતી ધણીનું માથું કાપી જોગી પાસે ગઇ ને કહ્યું હે યોગીરાજ હવે હું પારકી સ્ત્રી રહી નથી આ મારા ધણીને હું મારી માથું કાપી લાવી એટલે હવે હું પારકી સ્ત્રી રહી નથી.

આ જોઇ જોગીએ કહ્યું જા ? જા ? પાપીણી તારૂં કાળું કર ? તારૂં મુખ મને બતાવીશ નહિ. આ સાંભળી તે ઘેર ગઇ ને પ્રભાતે

ઝુમ મારી કે ચોરે મારા ધણીને કાપી નાખ્યા. સર્વે એકઠા થયા ને તે શબને બાળી મુકયું. કહો આ સ્ત્રી ચરિત્રને ઓળખ્યાં.

આથી લક્ષ્મીના પતિએ કહ્યું કે એતો કુલટાનાં કામ કહેવાય મારી સ્ત્રી તેવી નથી. મેં તેની પરિક્ષા કરી છે. આમ બન્નેની વાર્તાલાપ ચાલે છે ત્યાં એક જોગીણી ભીક્ષાઅર્થે આવી. જોગીણીને ઘરમાં બોલાવી સારૂં દાન આપી પુછયું હે જગદંબા મારો ધણી મારે કબજે થાય તેમ કરો ને આ યુવાન મારી સાથે સ્નેહ બાંધે તેમ કરી આપો. યોગીણીએ તેને કહ્યું કે એક કડું લાવ એ કડું હું મંત્રી આપું છું તે જેને પહેરાવશે તે કપી ( વાંદરૂં ) બની જશે. આટલું જાણી કુંવર ચાલતા થયા.

હવે લક્ષ્મીને તેના પતીએ કહ્યું કે હવે આપણે ગામ જઇએ તો ઠીક. એટલે લક્ષ્મીએ કહ્યું કે સ્વામી આપણે ત્યાં આ ગોવિંદ ગોવાળને લઇએ તો ઘણો કામગરો છે ને કામ પણ લાગશે માટે કૃપા કરી લો તો ઘણુંજ સારૂં, બીચારા ભોળા હૃદયના ભરથારે સાથે લીધો, ને પુત્રીને વળાવી રથ તૈયાર કર્યો, સર્વે બેઠા ને ચાલવા માંડયું, કુંવર પોતાના અશ્વને લઇ ત્યાંથી નીકળ્યા પછી ફરતો હતો તેણે રથ જતો જોઇ અંતરીક્ષ ચાલવા માંડયું.

લક્ષ્મીનાં માબાપો જાણતાં હતાં કે લક્ષ્મી ખરેખર લક્ષણવંતી છે છતાં પુત્રીને શીખામણ આપીને વિદાયગીરી આપી ચાલતાં ચાલતાં તેઓ જંગલના મધ્ય ભાગમાં આવ્યાં ત્યાં રાત્રી પડવાથી આરામ માટે બેઠાં, સવાર થઇ એટલે સ્નાન કરવા ગયાં ત્યાં યુકિતથી લક્ષ્મીએ પેલું કડું પહેરાવી દીધું, કડું પહેરાવતાંજ તેનો સ્વામી કપી બની ગયો, આ દ્રશ્ય રાજકુમાર શિવદત્ત જોઇ રહ્યા હતા હવે લક્ષ્મી ગો-

વિંદને લઇ ચાલી ને સ્વામી તો ઉપા ઉપ કરતો જંગલમાં કુદવા લાગ્યા.

હવે લક્ષ્મી ગોવિંદ સાથે રથમાં બેસી બીજે રસ્તેથી આગળ ચાલવા લાગી, તેઓ થોડેક આગળ ગયાં ત્યાં બપોરનો સુમાર થવા આવ્યો, આરામ લેવા રથ ઉભો રાખ્યો, ત્યાં કેટલાક ભીલોનું ટોળું આવી ચઢયું ગોવિંદ તો મુઠીઓ વાળી નાઠો, ભીલોએ રથને પોતાના સરદાર પાસે લઇ ગયા. સરદાર કે જેનું નામ ખેમલો હતું તે બોલ્યો, હે કોમલાંગી ! રૂદન શા માટે કરો છો, આપને ત્યાં ધનનો ટોટો નથી, માટે સુખેથી સુખ વિવાસ કરશું. ગોવિંદ ગયો જાણી તે તેની સાથે મોજ કરવા લાગી, એક દિવસ ગોવિન્દ યોગીનું રૂપ લઇ ભીક્ષા માગવા તે ગામમાં ગયો; ત્યાં લક્ષ્મીના જોવામાં આવ્યો એટલે ગોવિંદને કહ્યું હું રાત્રે ચામુડા દેવીના મન્દિરે આવીશ. ગોવિંદ વિદાય થયો પણ તેને થોડી ગીનીયો અને દાગીના આપ્યા. હવે સમીસાંજનો વખત થવા આવ્યો, એટલે લક્ષ્મીએ કહ્યું હે સ્વામીનાથ! મારા પેટમાં ચુંક આવતી હતી ને મેં તેથી ચામુડા દેવીને મટી જાય તો પગે પડવાની બાધા રાખી હતી તે આજે મટી જવાથી આપણે ચાલો દર્શન કરવા જઇએ એટલે તે અને સરદાર ભેમલો સાથે આવ્યાં, દેવી નજીક આવ્યાં એટલે લક્ષ્મીએ કહ્યું હે સ્વામીનાથ! તમારા હાથમાંની શમશેર હું પકડુ ને તમે સાષ્ટાંગ દંડવત કરી માતાજીને પ્રણામ કરો, આથી ભેમલો ભોળવાઇ તેના હાથમાં શમશેર આપી દેવીને સાષ્ટાંગ પ્રણામ કર્યા. તરતજ લક્ષ્મીએ તરવાર તેના ગળા ઉપર મુકી, ભેમલો તો દેવીના મંદિરમાં ઓટલે લાંબો થઇ પડયો, એટલામાં ગોવિંદ આવ્યો ને જંગલમાં વિશ્રાન્તી સ્થાન

શોધી કાઢી આરામ લેવા સુતાં; રાત્રે ઉંઘી ગયાં ત્યાં એક શાર્દુલ (વાઘ) આવી ગોવિંદને લઇ ગયો ને લક્ષ્મી ઝાડ ઉપર ચઢી ગઇ તે બચી. સવાર થતાં સામે તળાવની પાળ પાસે એક યોગીની પર્ણકુટી જોઇ ત્યાં ગઈ, યોગીના રૂપ પર મોહાન્ધ થઇ તેને કહ્યું કે હે જોગીરાજ મારા પતી મરણ પામ્યા તેથી હું આપને મનથી વરી ચુકી છું તો વાંચક હાલ આ દુઃખીણીને અહીં રહેવા દઇ ઘણા વખતથી જંગલમાં ઉપા ઉપ કરતો વાનરને જોઇએ.

---

# પ્રકરણ ૧૩ મું.

## વનનો વાનર

વનમાં વાનર થઇ ફરે, નારી તણા દુષ્ટ કૃત્યથી
આખર બની વાનર, રીજવે ઘણાને નૃત્યથી

લક્ષ્મી હવે પોતાના ધણીને વાનર બનાવી ચાલીનીકળી બીચારો ભોળા હૃદયનો ભરથાર આ ઝાડ પેલુ ઝાડ કુદવા લાગ્યો એટલામાં શીવદત્ત ત્યાં આવી ચઢ્યા. ને વાનરને જોઇ તેમણે પુછ્યું કેમ કપી-રાજ મારા શબ્દો યાદ આવે છે. કોઇ સ્ત્રીના ફંદને જાણી શક્યું નથી માટે આપ આ વાનર સ્વરૂપે જણાવો છો હે મિત્ર મારા દુઃખની વખતે તમે મને સહાય નહિ કરો, કુંવરે કહ્યું કપીરાજ મારાથી સહાય થાય તેમ નથી. પણ તમારો ઉદ્ધાર થશે ખરો ?

એટલામાં એક મદારી ત્યાં આવી ચઢયો ને આ વાનરને પકડી લીધો. બાદ પોતાને ત્યાં લઇ ગયો ને તેને પોતાની વિદ્યા ભણાવા માંડી તે સર્વે વિદ્યામાં હોશીયારને ચાલાક લાગવાથી મદારી તે વાનરની ચાલાકી કોઇ નૃપતિને બતાવી સારૂ ઇનામ મેળવવા લઇને ચાલ્યો તે ગામેગામ વાનરના ખેલો બતાવતો ઘણા લોક ખુશ થતાને તેને અનાજ લુગડું તથા પૈસા પણ આપતા. તે ફરતો ફરતો, વાનરના ગામમાં આવ્યો વાનરની કળા જેવા ઘણા માણસો એકઠા થતા, વાનર રમાડતો રમાડતો મદારી લક્ષ્મીના મકાન પાસે આવ્યો વાનર પોતાનું મકાન જોઇ ઘણોજ દીલગીર થયો ને તેની આંખમાથી આંસુ નીકળવા લાગ્યાં, તેને રડતો જોઇ મદારી પણ વિચારમાં પડયો તેને છાનો રાખવા મદારી ઘણો સમજાવે. હાથ ફેરવે પણ તે વાનર ઘર સામું જુએ ને રડે ? આ વખતે તે ઘર આગળ જે યોગીનીએ કંકુ આપ્યું હતું તે યોગીની તે ફળીયામાં આવ્યાં તે પણ આ વાનરની રમત જેવા ઉભાં. વાનરને રડતો જોઇ દેવીએ ધ્યાન ધર્યું તો આતો લક્ષ્મીનો સ્વામી ? વાનરની નજર તે યોગીની તરફ ગઇ તેથી તે રોતો રોતો દેવીના ચરણમાં પડયો ને આળોટયો સર્વે જોઇ દિંગ થયા કે આ વાનર કેટલો સમજુ છે. પછી દેવીએ તેને ઉઠાડયો, હજુ પણ વાનરની આંખમાંથી આંસુ સુકાયાં ન હતાં. દેવીએ કહ્યું કે હે ભાઇ ? કર્મે લખેલું દુઃખ ભોગવ્યા સિવાય છુટકો નથી. તારા કર્મે આમ લખાયું હશે તે મિથ્યા કેમ થાય ? ત્યાં દેવીની નજર કડા પર પડી. તરતજ યાદ આવ્યું કે અરેરે આ વાનર તેજ લક્ષ્મીનો ધણી અરેરે ? પાપીણીયે આ દશા કરી આથી દેવી સર્વેને કહેવા લાગ્યાં. હે સજજનો આ વાનરને તમે મદારી પાસેથી રાખી લ્યો ? કારણકે તે ઘણો ઉપયોગી થઇ પડશે. આથી કેટલાકને દેવી ઉપર શ્રદ્ધા હતી

તેમણે મદારીને કહ્યું કે વાનર અમને વેચાતો આપ પણ મદારી આપે ખરો ? ઘણું સમજાવ્યું પણ મદારીએ તેને ન આપવા રકઝક કરી. આખરે કેટલાક નવજુવાનોએ તેની પાસેથી તોફાન કરી પડાવી લેવાનો વિચાર કર્યો. આખરે તોફાન થયું રકઝકમાં વાનરના ગળામાં જે કડું હતું તે ખેંચવાથી નીકળી ગયું તરતજ તે પુરૂષરૂપે બની ગયો સર્વેએ ઓળખ્યો ને વિસ્મય પામ્યા તરતજ તે દેવીના પગે પડયો. દેવીએ સર્વને જણાવ્યું હે મહાપુરૂષો ! આ પુરૂષને તેની વ્યભિચારી સ્ત્રીએ પોતાને કબજે કરવા આ કાર્ય કર્યું હતું. તે સ્ત્રી તેના બાપને ત્યાંથી ગોવિંદ નામના પોતાના યાર સાથે આવતાં માર્ગમાં આવી દશા કરીને ગોવિંદને લઇ નાશી ગઇ પણ તે તેની સાથે સુખ પામી નહી, ગોવિંદને વાઘ લઇ ગયો છે ને તેણે હવે એક અપંગ યોગી સાથે પોતાનો સંબંધ બાંધ્યો છે તે યોગીને લઇ ગામેગામ ફરી ભીખ માગી પેટ પુરૂ અન્ન મેળવે છે. તે આ તરફ થોડાજ સમયમાં આવશે કહી યોગીજી ચાલી નીકળ્યાં.

આ તરફ યોગી પાસે ગયેલી લક્ષ્મીએ યોગીને વિનવ્યું કે હવે તમેજ મારા સ્વામી છો. યોગીએ પ્રત્યુત્તર વાળ્યો હે સ્ત્રી ? હું અપંગ છું, મને અપંગ જાણી ગામમાંથી કેટલાક લોક ખાવાનું તથા વસ્ત્ર આપે છે તે જો મને તારી પાસે દેખે તો મને આપશે નહિ માટે તું કોઇ બીજા પુરૂષને ગોતી લે તો સારૂ ! આ સાંભળી લક્ષ્મી બોલી હે યોગીરાજ ! મેં આપનેજ પતિ તરીકે માન્યા છે. આપ અપંગ છો તેથી શું ? મારી પાસે ઘરેણાં છે તે વેચી ગુજરાન ચલાવીશું જ્યારે તે થઇ રહેશે ત્યારે હું તમને મારા માથાપર મુકી આખા ગામમાં ફેરવી ભીખ માગી લાવી નીભાવીશું. મને સંગીત

આવડે છે એટલે આપણને ઉદર નીર્વાહ માટે મહેનત નહિ પડે.

આમ લક્ષ્મીની અટળ ટેક જોઇ યોગીએ કબુલ કર્યું. લક્ષ્મી પાસેનાં ઘરેણાંથી તેમણે પાંચ વર્ષ સુધી આનંદ ભોગવ્યો. પછી લક્ષ્મીને તથા યોગીને ખાવાના ફાંફાં પડવા લાગ્યાં એટલે લક્ષ્મીએ એક ઠેલવાની ગાડી રાખી તેમાં યોગીને બેસાડી ગામમાં ફરે ને એક ભજન ગાઇ લોકોને ખુશ કરે.

### ગજલ.

અમારા દેશને છોડી, થયાં હવે તો પરદેશી.
પ્રીતમની પ્રીતને તોડી, પસંદ કરીયો અમે જોગી.

વિષયમાં અંધ તો બનીયાં, કર્યાં બહુ કર્મ છે કુડાં,
હતાં ઉજવળ જે નામો, કર્યાં છે તેહને ભુંડાં,

રખડીયે રાનને શહેરે, કરી ભીક્ષા પુરૂ કરીએ
વિષયમાં અંધ તો બનીયાં, નહીં તેથી કંઇ ડરીએ.

જગતના સર્વ બંધુઓ, બનો ના કામમાં અંધા,
થશો હેરાન તમ જગમાં, કરી એ નીચના ધંધા.

નહીં કંઇ કામ તો સુઝે. વિષયથી જો થશો ઘેલા,
મરણ તમ થાશે તો જલ્દી, જશો તમ જેલમાં પેલા.

ગુમાવી અર્થ ગાંઠેથી, બનો શું હાથથી ગાંડા,
જતાં લક્ષ્મી સહુ ચાલી, પડે તમ શીર પર જોડાં,

હજુ સમજી જશો જ્ઞાની, થશે ના દેહની હાની.
કહે 'મજામોજી' એ સાચું, સુણીને તો બનો જ્ઞાની.

આ મીઠું મધુર જ્ઞાન સાંભળી લોકો પૈ પૈસો વસ્ત્ર વગેરે આપતા. આથી તેમનો નિર્વાહ ચાલતો.

હવે એક દિવસ લક્ષ્મી ફરતી ફરતી પોતાના સાસરે આવી. ઘણા વખતથી ગામ ત્યજી ગએલી એટલે તેને કોઇ ઓળખી શકતું નહિ. તે ફરતી ફરતી પોતાના ફળીયામાં આવી. આ વખતે યોગીની પણ ત્યાં હતાં. યોગીનીને જોઈ લક્ષ્મીએ સાષ્ટાંગ પ્રણામ કર્યા. યોગીની સમજી ગયાં કે આ ઘરની માલીક લક્ષ્મી છે. એટલે તેમણે ફળીયાનાં સઘળાંને જણાવ્યું. સર્વ જોવા માટે ટોળે વળ્યાં, કેટલાંક તેને ફટ ફટ કહી તિરસ્કાર દર્શાવવા લાગ્યાં તો કેટલાંકને દયા આવવાથી જુનાં લુગડાં અન્ન આપવા લાગ્યાં. લક્ષ્મી શરમાઇ ગઇ, એટલામાં તેનો પતી આવ્યો. તેના પતિએ બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું તે સ્ત્રીએ આ ગરીબ બાઇ જાણી તેને નવી સાડી તથા ચણીઓ તથા પોલકું આપ્યું પોતાના સ્વામીને કહ્યું હે પ્રાણેશ આ ગરીબ બાઇને આ બધા શા માટે આટલું બધું અહીંથી આપે છે એટલે તેના સ્વામીએ કહ્યું હે પ્રીયા ! તું જાણતી નથી. તે એક વખતની તારી જગ્યાની માલીક હતી ને તેના નચાવ્યા પ્રમાણે હું નાચતો હતો તેથી તેણે મને વાનર બનાવ્યો તો તારા ભાગ્યે પાછો નર દેહ પ્રાપ્ત કર્યો. પણ જો આ તેની દશા ? આ સાંભળી સ્ત્રીના હૃદયમાં તિરસ્કાર છુટયો. પણ તેનું દુઃખ ન જોઇ શકવાથી આંખમાં આંસુ આવ્યાં. તે બોલી. હે સ્વામી ? વિષયાંધ માણસો એવાંજ હોય છે તેઓ પોતાની ઇચ્છા પુર્ણ કરવા ગમે તેવાં ભયંકર કામ કરે છે. દરેક પુરૂષ અગર સ્ત્રીને સુવાની છોડતી નથી, કોઇ એકે કહ્યું છે કેઃ—

બનાવે કૈંકને કેદી નખાવે શીષ કૈં છેદી,
યુવાની શત્રુ છે ભેદી ન માનો કે મઝાની છે.
વિષયમાં અંધ જે બનશે સદા કમોતથી મરશે,
નહિં દીન કો કદી ડરશે, વિના મોતે જરૂર મરશે.

આમ વાત ચાલી રહી છે ત્યાં એક અશ્વ આસમાનથી ઉતર્યો. આ જોઇ તે માણસે પોતાના મિત્રને જોઇ દોડતો આવી ભેટી પડયો. આ જોઇ લક્ષ્મીને પોતાની પૂર્વસ્થિતિનું ભાન થયું ને કુંવરને જોઇ શરમાઇ ગઇ આથી કુંવરને તેની દશા જોઇ દયા આવી તેથી એક મોતીનો હાર આપ્યો તે લેવા લક્ષ્મીએ ના પાડી. ને બોલી. હે કુમારશ્રી. હવે હું હાર લેવાને લાયક રહી નથી તમારા હારથી ઉલટી હું દુઃખમાં આવી પડું ને કોઇ જાણે તો ઉલટો મારાપર દુઃખનો ડુંગર તુટી પડે. માટે મને આમ ભિક્ષા માગી ગુજરાન કરવાદો. કુંવરે કહ્યું કે લે હું આ ચીઠી આપું છું તે ચીઠી કોઇ તને પુછે તો બતાવજે એટલે તને તેની કીંમત આપશે ઓછામાં ઓછા આટલાના વીસ હઝાર રૂપીઆ આવશે તે રૂપીઆ તમો બેંકમાં મુકી રાખજો તેમાંથી ચાર હજાર રૂપીઆ લઇ તમો એક ઘર ભાડે લેજો ને કપડાં લત્તાં શીવડાવી બાકીના પૈસામાંથી વ્યાજ આવે તે ઉપર નિર્વાહ નીભાવજો. પણ જોજે અત્યારે તારામાં જે પતિ સેવા છે તે કદી ચુકીશ નહિ. અપંગ યોગી આ જોઇ ખુશ થયો ને આશીર્વાદ આપતાં સર્વે ચાલ્યાં તો વાંચક આપણે ચાલોને આગળ જોઇએ કે શિવદત્ત ક્યાં જાય છે.

---

# પ્રકરણ ૧૪ મું.

## મોતના મુખમાં.

—:oo:—

અપ્સરા તુલ્ય સુંદરી, આવી પડી મોત મુખમાં,
બચાવી સર્વે દુ.ખથી, દિવસ વિતાવે સુખમાં.

શિવદત્ત ફરતો ફરતો જંગલમાં આવી ચઢયો. પોતાના જીવનના પ્રસંગોના વિચારો કર્યા કરતો હતો તેવામાં કેટલાક માણસોનું જુથ તેના જોવામાં આવ્યું તેમાં કેટલીક સ્ત્રીઓ જણાઇ આવી. તેઓ લુંટારા સમજી ત્યાં ગયો તો આઠ યોગી વેશમાં તરૂણ તપસ્વી જોવામાં આવ્યા તેમની સામે આઠ કન્યાઓ ઉભેલી હતી તેમનાં મુખ ઉપર શોક પ્રસરી રહયો હતો પણ પેલા તપસ્વી કુમારોનાં મન હરખાતાં હતાં શિવદત્ત વિચારમાં પડયો કે આ બાળાઓ શા માટે અહીં લાવવામાં આવી હશે. આ નવીન આવનાર માણસને જોઇ કુમારીકાઓની આંખમાં આંસુ આવ્યાં. તે જોઇ કુમાર બોલ્યો બાળાઓ ? શાન્ત થાવ તમો રડી રહ્યાં છો તે કારણ હું સમજી શકયો છું. હું હાલજ તેનો ખુલાસો કરૂંછું એમ બોલી યોગી પ્રત્યે બોલ્યો. અરે જોગીઓ ? તમે સંસારથી વિરકત છો તમારામાં કોઇ જાતનો રાગદ્વેષ નથી. વળી આ સંસાર સાગરમાં ધકેલનારાં વિષયરૂપી વિષ વૃક્ષનાં ફળ ત્યજી તમો શીવસુખને આપવાવાળો મંન્યસ્ત ધારણ કર્યો છે. તમારે કંઇ રાજપાટ તેમજ જમીન જાગીર વહેંચવાની નથી.

તો તમો આ કુમારીકાઓને શામાટે અહીં ઉપાડી લાવ્યા છો તે જણાવશો, આથી જોગીઓએ કહ્યું:—

હે દેવ તુલ્ય પુરૂષ ! આપના આગમનથી અમો ખુશી થયા છીએ. અમારી પાસે ચોપડીમાં આઠ જાતની વિદ્યા છે. તેના અમે મંત્ર જાપ કર્યા. પણ અમોને તે વિદ્યા સિદ્ધ થઇ નહિ તેથી અમો એક યોગી પાસે ગયા. અને તેમને પુછ્યું ત્યારે યોગીએ જણાવ્યું કે આઠ કન્યાઓનું બળીદાન તમો દેવીને આપશો તો તમારી વિદ્યા સિદ્ધ થશે. ને તેથીજ અમો આ આઠ કન્યાઓનું બળીદાન આપવા માટે અહીં લાવ્યા છીએ. હવે આઠ વિદ્યાઓમાંથી દરેકે કઇ વિદ્યા લેવી તે બાબતનો વાંધો પડયો છે તેનો નિર્ણય કરી આપી આપ ઉત્તરસાધકપણે રહી અમારી વિદ્યા સિદ્ધ કરાવી આપશો. આથી કુંવરે પુછ્યું તમારી પાસે આઠ કયા પ્રકારની વિદ્યા છે તે જણાવશો.

જોગીઓ—હે મહાન પુરૂષ જુઓ અમારી પાસે પાવડી, કંથા, પાત્ર, ડંડ, કંબા, દુદુ, છુરી, ગુટકો, આ આઠ વિદ્યાની વસ્તુઓ છે તે આપની પાસે હાજર કરી છે.

શિવદત્તઃ—હે ! જોગીઓ ? તમે હવે જરા દુર રહો તો હું આ આઠ કન્યાઓને સમજાવી તમારૂં કામ કરી આપું. કકળતા મનના ભોગથી માતા સંતુષ્ટ થતાં નથી. માટે જરા દુર રહો. પછી કુંવરે કુમારીકાઓને પાસે બોલાવી કહ્યું હે બાળાઓ તમો કોણ છો તે જણાવશો.

કુમારીકાઓ—હે ઉત્તમ પુરૂષ ? અમો વિમળ શહેરના રાજાની પુત્રીઓ છીએ. અમો ન્યાતે બ્રાહ્મણ છીએ. આ સાંભળી શિવદત્ત

ગુસ્સે ભરાયો અને પેલા જોગીઓને વાંદરા બનાવી દીધા. એટલે તેઓ કુપાકુપ કરતા આ ઝાડથી પેલે ઝાડ કુદવા લાગ્યા. પછી કુમાર પોતાની પાસેના જાદુઇ અશ્વનું મોટું સ્વરૂપ બનાવી આઠે કન્યાઓને લઇ આકાશ માર્ગે ઉડયો. જંગલમાં આગળ ચાલતાં એક યોગીને આક્રંદ કરતા જોઇ અશ્વને તેમની નજીક ઉતાર્યો, પછી કુમાર યોગીની નજીક જઇ યોગીને પુછવા લાગ્યો કે હે ! મુનિરાજ આપ કેમ કલ્પાંત કરોછો આપને શું દુઃખ છે.

આ સાંભળી જોગી બોલ્યા ! અરર ! હું શું કહું મારા આઠ શિષ્યો દુષ્ટ નિવડયા ને તેઓ મને માર મારી મારી ઉત્તમ આઠ વસ્તુઓ ચોરી ગયા તેથીજ હું રૂદન કરૂં છું. આથી યોગીને શાન્ત રાખી કુમાર બોલ્યો હે જોગીરાજ ' આપ શાન્ત થાઓ ! આપના આઠ શિષ્યો પોતાની ઇચ્છા પુર્ણ કરવા આઠ કન્યાઓના ભવ બાળતા હતા. સમય પરત્વે હું જઇ ચઢયો ને તેમને તેમના દુષ્ટ કર્મની શીક્ષા કરી તેમને વાંદરા બનાવી આપની આઠે વસ્તુઓ અહીં લાવ્યો છું. તે આપ લ્યો અને આપના આત્માનું કલ્યાણ કરો ! આથી યોગીએ ખુશ થઇ કુમારને દંડ તથા કંથા એ બે વસ્તુઓ ઇનામમાં આપી કહ્યું કે હે શુરવીર પુરૂષ આ બે વસ્તુઓમાં એવો ગુણ છે કે ગમે તેવો શુરવીર શત્રુ હશે તોપણ તારી સાથે જીત મેળવી શકશે નહિ ને આ કંથા છે તે જ્યારે તારે જરૂર પડશે ત્યારે તને જોઇતું દ્રવ્ય આપશે. આમ આશીશ લઇ કુમાર પેલી કન્યાઓને તેના પિતાને સોંપવા ચાલ્યો તે કન્યાઓને તેમના પિતાને સોંપી પોતે પોતાના નગર તરફ જતો હતો. ત્યાં માર્ગમાં તેને સમાચાર મળ્યા કે કોઇ વિદ્યાધર આપની પત્નીનું હરણ કરી ચાલ્યો

ગયો છે, આ સાંભળતાંજ કુંવરનો ગુસ્સો વધ્યો ને તેને શોધી કાઢવા પોતાના જાદુઇ અશ્વને તઇયાર કરી આકાશ માર્ગે ઉડયો. માર્ગમાં ચાલતાં ચાલતાં એક નગર પાસે આવી પહોંચ્યો તો વાંચક આપણે ચાલોને તેજ નગરના રાજાના મહેલમાં તેની પત્નીનું શું થાય છે તે તપાસીયે.

---

# પ્રકરણ ૧૫ મું.

---

## પતિવૃત પ્રભાવ.

---

દોહરો.

સાચી સતી નારી કદી, નીજ ધર્મને ત્યજતી નથી;
પરણી પતી જે સાથ તે, અન્યને ભજતી નથી.

યોગી પાસેથી કુમાર પોતાના જાદુઇ અશ્વપર બેસી આકાશ માર્ગે ચાલ્યો ત્યાં માર્ગમાં એક નગર આવ્યું. તેને નીહાળતો નીહાળતો આગળ જતો હતો. ત્યાં એક મહાલયમાં કંઇ નવીન બનાવ જોવામાં આવ્યો તો વાંચક ત્યાં શું થતું હતું તે તપાસીયે. રાજા રૂપવતીને ઉપાડી લાવી તેના પ્રત્યે પ્રેમ માગણી કરવા લાગ્યો.

રાજા—હે સ્ત્રી તારા ઉપર હું મોહાન્ધ છું તું તારાં વસ્ત્ર અલગ કરી મારી સન્મુખ ઉભી રહે મારે મારી સાધના સાધવી છે.

દોહરા.

નારી ઉભી રહે નગ્ન થઇ, છે કામ મારૂં તુજથી;
મોહાન્ધ છું તુજ રૂપ પર, અવળી ફરીશ ના મુજથી.
માળી બની તુજ બાગનો, સ્થાપું હૃદય મંદીરમાં;
હાજર રહીશ ઉઠાવવા, આજ્ઞા તમારી આધીનમાં.

રૂપસુંદરી—હે રાજન, ધીરજ રાખ, વિચારી જો, તારૂં મોત નજીક દેખાય છે તેથીજ આવું બોલાય છે હે દુષ્ટ, અનાચારી જા જા તારી મા અગર સહોદરીને ઉભી રાખી તારી વિદ્યા સાધી તેની સાથે પાણી ગ્રહણ કરી સંસારનાં સુખ ભોગવ. અને મુર્ખ, મણિ-ધરની મણી લેવા શું તું હિંમત ધરાવે છે ?

નથી તાકાત ત્હારામાં શિયળ લુંટવા અરે મ્હારૂં,
દઇશ હું શ્રાપ તુજને તો જશે જીવન બધું ત્હારૂં.
સંતાપતાં સતિ નારને શિર કંઇકના છે જો પડયાં,
રણમાં ગયાં રઝળી ઘણાં ના નામ છે કંઇ તે તણાં.

માટે વિચાર ! મારો શિરછત્ર જો જાણશે તો ત્હારા શા હાલ થશે. હે લંપટ, ત્હારા જેવા હરણાં વનમાં ઘણાં રખડે છે તેથી શું સિંહ ડરી જશે ? જરી વિચાર તો કર. કે સતિઓ ઉપર નજર કરવાથી કોણ સુખ પામ્યું ?

રાજા—હે મૃગનયનિ ! રસિક મણી, મન હરણી, ત્હારૂં ડહાપણ જાણ્યું. હવે કયાં જવાની છે.

રૂપસુંદરી—અરે દુષ્ટ વ્યભિચારી રાજા થઇ ભાન ભુલે છે. સમજ. વ્યભિચારી પુરૂષનું કોઇ વિશ્વાસ કરતું નથી. વળી સઘળે

ઠેકાણેથી શ્રાપના ભોક્તા બને છે અને આખરે ઘોર નર્કના અધિ-કારી થાય છે. મહાદેવ જેવા દેવ છતાં પણ સ્વર્ગથી નર યોનીમાં આવ્યા ઈંદ્ર, અહલ્યા સંગે સહસ્ત્ર ભગના શ્રાપનો ભોગી થયો. કુર-વાળુંઓ સાધુ ગુરૂદ્રોહિ હતો તે વેશ્યા સંગથી છટકી નર્કે ગયો પું-ડરિક સાધુએ હજાર વર્ષ તપ કર્યા પછી એક રાત્રી સ્ત્રીના સંગથી નરકે ગયો વ્યભિચારીની કરણી નબળી હોય છે તેને મોત તો વરી ચુકેલાં હોય છેજ માટે હે રાજન ! પર સ્ત્રીનો સંગ કરવા ઇચ્છા ન કરો. વ્યભિચારી પદ ધારણ કરતાં લોકોમાં હાંસીને પાત્ર થશો, યશ મેળવતાં જીંદગી વહી જાય છે પણ યશને ગુમાવતાં વાર લા-ગતી નથી માટે અનિષ્ટ કાર્ય ત્યજી ઇશ્વર પરાયણ બન !

રાજા—હે મન મોહીની, તે પરસ્ત્રીને ગમન કર્તાને કુશીલ્યા, કર્મહીણ અને દુર્ગતીમાં જનારા કેમ જાણ્યા ? પરસ્ત્રી ભોગવનારા સેંકડો સ્વર્ગ ભૂવનના ભોગભાજન થયા છે. જેઓના નામ યદાપી યસવત રહેલાં છે જો. સદાશિવ જેને આકારે વર્ણવું જે છે તે પુત્રી ઓખાને જોઇ વિવ્હળ થયા તે દિવસથી ત્રીનેત્રવાળા કહેવાયા લીંગ પુજનની સ્થાપના થઇ એમ લીંગ પુરાણ પ્રતિતિ આપે છે કૃષ્ણચંદ્ર ગોવાળીઆ થઈ બત્રીસ હજાર ગોપીઓવરી મહીઆરીનાં મહી લુંટયાં એમ વિષ્ણુ પુરાણ સિદ્ધ કરી આપે છે પાંન્ડુ રાજાની સ્ત્રી કુન્તા કુંવારી છતાં સૂર્ય સંગથી કરણ જેવો બાણાવળી પુત્ર થયો છતાં સતિ ગણાય. બ્રહ્માએ રસ્તામાં એક રિંછડી જોઇ મોહ પામી વિષય સેવન કર્યું તેથી રીંછ ઋષિ પેદા થયા અને એજ બ્રહ્માપુત્રી પર કુદ્રષ્ટી કરી પ્રભુ મનાયા તેને આખું જગત માને છે આ વાતની સાક્ષી બ્રહ્મ પુરાણ આપે છે મહારાજા ભરતે ગંગાદેવી

સાથે હજાર વરસ વિષય સુખ આનંદ અનુભવ્યો છતાં મોક્ષે ગયા. શશક મશકની બ્હેન ગજ સુકુમારિકા સાધવી એક સાથ વાહની સાથે લાંબા વખત સુધી ઘર માંડી રહી છતાં દેવલોકમાં ઉતરી આવા આવા ઉત્તમ પુરૂષો દીવો લઇ કુવામાં પડેલા અને વીર શિરોમણી છતાં ગળીયા બળદીયા જેવા થઇ ગયા તો હું શું હિસાબમાં કામ-દેવે કોઇને છોડયા નથી અને છોડશે નહિ વ્યભિચારના કરનારા તો સદ્દગતિમાંજ જાય છે માટે મારૂં માની જા.

રૂપસુંદરી—હે રાજન ! કદિ સૂર્ય પશ્ચિમમાં ઉગશે સમુદ્ર મર્યાદા મુકી જશે તો પણ હું મારૂં શીયળ ચુકું તેમ નથી.

આ સાંભળી રાજા વધારે ગુસ્સે થયો ને બે હાથ પહોળા કરી તેને પકડવા દોડયો.

શાણી સલુણી સુંદરી શા માટે તું તલસાવતી.
આવી મળી જા હેતથી ના મુજને સંતાપતી,
આવી પડી છે મરણ મુખમાં તોયે ટેકને તજતી નથી.
જયમ જયમ તને હું વીનવું, ત્યમ ત્યમ વધુ લવતી જતી:

રૂપસુંદરી—ઓ અંધકામી કાગડા સતિ કદી અન્યને ભજતી નથી આમ બોલી રૂપસુંદરી આઘી ખસી ગઇ છતાં કામમાં અંધ-બનેલ પરાણે બળાત્કાર કરવા તેના તરફ ધસ્યો.

બહુ બહુ તને હું વિનવું છતાં જરી ના માનતી.
છંછેડી મુજને જો હવે શું સ્વાદ છે તું ચાખતી,
છે સહાયના તારી વરી કે તુજને ઉગારશે.
જ્યારે પડીશ મર્ણ મુખમાં ત્યારે સહુ સંભારશે,

આમ બોલતો તેને પકડી ચુંબન કરવા જતો હતો ત્યાં રૂપ-

વંતીએ લાત મારી કામાંધ નીચે પડયો તરતજ ઉભો થઇ તેને ફરીથી પકડવા દોડયો.

અપમાન મારૂં તું કરી શું સુખથી નાસી જશે ?
મુજ મહેલમાં સપડાઇ છે તે એમ શું ચાલી જશે ?
હજી કહું છું વિનવી માનીશ તો સુખી થશે.
નહિ તો સમજ અહિં આજ તુજ પ્રાણ પરલોકે જશે.

રૂપવતી—( સામો જવાબ આપ્યો )
કામી બની અંધ કાગડા શું કામમાં ફુલાય છે ?
બે દીનનો મ્હેમાન છું તેમાં શું તું મલકાય છે ?
છે સારના કોઇ કામમાં તેથીજ શિર કંઇનાં ગયાં,
તુજ સમા કંઇ રાજવીના રાજ પણ ચાલ્યાં ગયાં.

માટેજ જરા સમજ! જેવી તારી મા બ્હેન છે તેવીજ મને માની પગે પડ.

રાજા—શું હું પગે પડું. જા જા. ત્હારા જેવી હજારોને પગે પાડવા સમર્થ છું બોલ આ છેલ્લુંજ પુછું છું. પ્રેમ કે મોત ?

રૂપસુંદરી—મોત! મોતને મોત.

વ્હાલા શિવદત્તના નામ પર આ જાન પણ કુરબાન છે.
તેના વિના જીવન બધું આ જાણું કે બરબાદ છે,
શ્રધ્ધા હૃદયમાં છે મને, આવી જરૂર ઉગારશે.
તુજ સમા કંઇ કામીને પળ એકમાં સંહારશે.

રાજા ( ક્રોધે ભરાઇ )— દોહરો

મદથી ફુલાતી માકડી શું માનતી મારૂં નથી.

જોઉં છું કે કોણ છે અહિં લઇ જાય તુજને મહેલથી,
તાકાત ના છે કોઇની તુજને છોડાવશે.
છોડાવતાં તુજ પ્રાણને નિજ પ્રાણ! અહિ રખડાવશે,

આમ બોલતો રૂપવતીને પકડી નીચે પાડી. આ બનાવ જાદુઈ અશ્વ ઉપર બેસી ફરવા નીકળેલો શિવદત્ત નિહાળતો હતો તરતજ મહેલમાં દાખલ થયો અને બોલી ઉઠયો.

પાપ તારા પૂર્ણ થઇ આજે જરૂર ફુટી ગયાં
ઓ અંધ કામી કાગડા જો ચક્ષુ તુજ ફુટી ગયાં
છોડી સતિ એ નારને બેટા કરી જો મુજથી
ડરતો નથી સિંહ બાળએ તુજ સમાં શિઆળથી.

હે દુષ્ટ પાતકી પરસ્ત્રી હરનાર દુરાચારી કનિષ્ટ કામાંધ સંભાળ તારો કાળ નજદીક આવ્યો છે તારા ઇષ્ટ દેવનું સ્મરણ કર હવે તને કોણ બચાવનાર છે એમ બોલી મ્યાનમાંથી તલવાર ખેંચી દુષ્ટ રાજાની ગરદન પર મારવા જતાં રૂપ સુંદરી બોલી ઉઠી સ્વામી તેને તેના પાપ કર્મોનું ફળ મળી ચુકયું છે રાજા ઉભો થઇ બે હાથ જોડી ઉભો રહ્યો હે શિવદત્ત મ્હારા પર કરેલા ઉપકારનો બદલો હું શી રીતે વાળું મારા ચક્ષુ ઉપર કામ રૂપી અંધકારનો પડદો છવાયો ને સતિ નારીને સંતાપી કષ્ટ આપ્યું તે માટે હું આપની ક્ષમા ચાહું છું સાથમાં મારા કરેલાં પાપ કર્મનું પ્રાયશ્ચિત એજ કે મારી પુત્રીનું લગ્ન આપની સાથેજ કરી આપું છું આપ સુખેથી અહિંઆ રહી રાજ ભોગવો રાજા આમ બોલી જંગલમાં ચાલ્યો ગયો

તો વાંચક આપણે આગળ ચાલો ને જોઇએકે શિવદત્ત કોણ હતો તે તપાસીએ.

---

# પ્રકરણ ૧૬ મો.



## શિવદત્તનું પૂર્વ વૃતાંત



એક દિવસ શિવદત્ત પોંતાની પત્ની રૂપ સુંદરી સાથેજઇ અશ્વ પર સ્વાર થઇ ઘોર અરણ્યમાં આવી ચઢયાં ત્યાં એક મહાન યોગી તેની નજરે પડયા. ત્યાં જઇ બંન્નેએ વિશ્રામ કર્યો કેટલીકવાર ધર્મો પદેશ થયા બાદ યોગી બોલ્યા. હે કુમાર આ ભવથી તેરમે ભવનું સુરપુર નામના શહેરમાં વસોદત્ત નામનો શેઠીઓ હતો તારે ચાર સ્રીઓ હતી તેમાં એક અણમાનીતી હતી જેને તું નજરે પણ ન જોતો તેથી તે હંમેશાં દુઃખ ભર રાત્રી દિવસ રોતી પોતાનું આયુષ્ય પૂર્ણ ભોગવી મરણ પામી વ્યંતર દેવી થઇ તે તેને ભવેભવ નડતી આવી છે તેવીજ રીતે આ ભવમાં પણ તને રૂપસુંદરી સાથે ભોગ ભોગવતો જોઇ પુરૂષના વેર ભાવથી અનેક રૂપ ધારણ કરી તારો વિયોગ કારવવા મથન કરે છે પણ તારા પુન્યના બળથી તું જીવતો રહ્યો છે; માટે જો તું સુખી રહેવા ઇચ્છેતો હોય તો કોઇ દિવસ રૂપસુંદરી સાથે કંકાશ કરીશ નહિ લલના એ લક્ષ્મીનું રૂપ છે. જે પુરૂષ ઘરમાંથી સ્રીને કાઢી મુકે છે તે લક્ષ્મીને અપમાની કાઢી મુકે છે એમ સમજવું પાછો તે લક્ષ્મી મેળવી શકતો નથી આ જગતમાં સુખના આપનારા ત્રણ જણા છે.

શિવદત્ત—મહારાજ આ ત્રણ કોણને કેવા કેવા પ્રકારના સુખ આપનારાં શાસ્ત્રે કહ્યાં છે તે કૃપાકરી જણાવશો.

ગુરૂ—સાંભળો એકતો સુપુત્ર પુત્ર કે જે પોતાના સદ્દગુણો રૂપી સૂર્યના કિરણોથી આ દુનિયામાં પોતાના કુળને ઉજ્જવળ કરે તે અને બીજો હિતચિંતક નેકીવંત પરમ શુભેચ્છક મિત્ર કે જે મિત્રના દુ:ખમાં ભાગ લઇ મિત્રને મદદ ગાર થઇ પડે અને વિનાસ્વાર્થે અને કોઇપણ જાતની આશા વિના પોતાનું કર્તવ્ય સમજી વર્તિ જાળમાં પોતાની ચાલના અમર કરનાર મીત્ર ત્રીજુ સુખ હવે માત્ર સ્ત્રીનુંજ છે જે તેનું સુખ શાસ્ત્રકારે અપુર્વ કહેલું છે. સ્ત્રી જાતિમાં કરોડો દુષણો સમાયેલાં છે તેમજ સ્ત્રીની ચોસઠ કળા પાસે પુરૂષની બહોતેર કળાઓ પણ નિરર્થક છે વળી સ્ત્રીએ માહરાજાની રાજધાની છે. એમ ખટદર્શની શાસ્ત્રકારો ચોકખું જણાવે છે એવી છતાં જો તેના અંદરના ભાગનું સ્વરૂપ જાણવામાં આવે તો તે ધર્મરાજાની થઇ પડે છે. અર્થાત સ્ત્રીવ સુખની આપનારી થઇ પડે છે માટે સમજુ માણસોએ તેનો ત્યાગ ન કરવો જોઇએ, જુઓ રામકૃષ્ણ, બળદેવ, ભરત, બાહુબળ, એવા અનેક શ્રેષ્ટ પદ્દી પ્રાપ્ત કરેલા કરેલાઓની ઉત્પત્તી પણ સ્ત્રીમાંથીજ ઉત્પન્ન થયેલી છે. પતિવૃતા ધર્મ જાણનારી સ્ત્રી સુખદુ:ખમાં સાથે રહી પતીને સહાય કરનાર થઇ પડે છે. સ્ત્રીના કંકાસથી કોઇ દિવસ કોઇ પણ કાર્યમાં ફતેહ મેળવી શકાય નહિ. માટે દરેક સમજુ માણસે ગમે તેવી સ્ત્રી હોય તોપણ કંકાસ કરવો નહિ, એમ શાસ્ત્રકારો પણ જણાવે છે.

શીવદત્ત—ગુરૂરાજ આપનું કહેવું સત્ય છે. હાલ હું જાઉં છું ! કૃપા કરી રજા આપશો.

યોગી—બચ્ચા ! આ સંસારમાં રહી ધર્મનું યથાર્થ પાલન કરજે એજ તારા મરણનું બચાવવા વારૂ સાધન છે.

પ્રિય વત્સ ! આજે હું ત્હને પરમાત્મ તત્વ વિષે જે કહું છું ત્હેનું યથાર્થ પાલન કરજે અને ત્હારા જીવનમાં ઉતારજે જેથી તું આદર્શ વ્યકિત બનીશ. દુનીયાના વિષય ભોગના પ્રેમી ન બનતાં મહાત્માઓ જેને અચ્યુતમ આનંદના કેન્દ્ર સ્થાન આત્મ દેવને પ્રથમ અનુભવવા જે ડંકા બજાવી રહ્યા છે તે ધ્વનિથી ત્હારૂં અંતઃકરણ શુદ્ધ કરાવવા ત્હારા પ્રતિ મ્હને પ્રેમ થયો છે તો તું ત્હેનું શ્રવણ કરવા સારૂ દિલથી તત્પર રહે અને સાંભળ. શાસ્ત્રો અને યોગીઓ બુલંદ અવાજથી એક બાબત ઘણી ઘણી મહત્વની સમજાવે છે અને તે મન સંયમ છે જેણે મન જીત્યું છે તેણે વીશ્વને જીત્યું ગણી શકાય. કારણ જે મનજ બંધન અને મોક્ષને અપાવનાર સાધન છે જેથી ત્હારે મનની વાતને ધ્યાનમાં ઉતારી લેવી, આ જગત ધ્વનિનો પ્રતિધ્વનિ છે. એટલે જેવો પડઘો તેવોજ પાછો ઉત્તર સાંભળી શકાય છે, મનુષ્યની સ્થિતીનો આધાર ત્હેના કર્મોપર અવલંબન રાખજે અને કર્મો વિચારાશ્રિત હોય છે. આ જગતમાં ઇશ્વરના મહાન નિયમો પ્રવર્તી રહ્યા છે અને ત્હેનેજ કુદરત કહી શકાય ત્હેમાંનો એક નિયમ સમાન સમાનતે આકર્શે છે જેથી મનુષ્ય જેવા વિચાર કરે તેવો તે બની શકે છે. માણસનો કોઇ પણ વિચાર મુર્તિમંત વખત આવ્યે સ્થુલ રૂપ લે છે. જેથી સારા વિચારોનું પરિણામ પણ સારૂંજ આવી શકે તે નિર્વિવાદ છે. તેથી ત્હારા વિચારો આ અનિત્ય સંસાર તરફ નહિ વ્હેવરાવાનાં જે સનાતન સત્ય ઇશ્વર છે. ત્હેનેજ વિચારોમાં દિન પ્રતિદિન ઉતારવામાંજ મહા

ભાગ્ય સમજી લેવું પરમાત્માજ આ વિશ્વના ત્હારા તેમજ મ્હારા દરેકના ઉત્પાદક પિતા છે અને તે પોતાની આજ્ઞાઓને પાળવી તેજ આ જીવનનું મુખ્ય કર્તવ્ય છે ઘણાજ પુન્યના પ્રભાવોથી આ કર્તવ્ય બજાવતાં બજાવતાં મનુષ્ય આખરે કૃતકૃત્ય થઇ ઇશ્વર પદને પામે છે તે પદપર તેને આરૂઢ કરવાના ઉપાયો હું ત્હને કહું છું તે ત્હારે પુર્ણ શ્રદ્ધાથી શ્રવણ કરવા.

પરમ પિતા ઇશ્વરની મોટામાં મોટી આજ્ઞા એ જીવાત્માની સેવા છે. એ સેવા મન વચન અને કર્મથી થઇ શકે. મનમાં બીજાઓ પ્રત્યે સારા વિચારો કરવા અને તેમનામાં પ્રેમથી ઇશ્વરને જોવા. તેમજ, તેમના કોઇ કર્મ તરફ નહિ જતાં આપણા પવિત્ર વિચારોનાં આંદોલનો મોકલવાં અને તેવાજ બીજા પવિત્ર વિચારથી જગતમાં રહેવું તેના જેવું મહાનમાં મહાન પુન્ય બીજું એકે નથી.

આ સાંભળી કુંવરે પ્રણામ કરી કહ્યું યોગીરાજ આપનો ઉપદેશ મનુષ્યના જીવનને ઉત્તમ બનાવવાનો છે આમ બોલી કુમાર પોતાના અશ્વ ઉપર સ્વાર થઇ ચાલ્યો તો વાંચક તું ચાલને આગળ તપાસીયે.

---

# બોધદાયક વચનો.



આ જગતમાં ત્રણ જાતનાં પુરૂષો વસે છે તેમને ઓળખો !

૧ સો પવિત્ર પુરૂષ—કે જે પોતાનો સ્વાર્થ ત્યજી પરદુઃખે દુઃખી થાય છે તે સંતપુરૂષ જાણવો.

૨ જો સામાન્ય પુરૂષ—કે જે પોતાના સ્વાર્થ સાથે સામાના હીતનો વિચાર કરી તેને યોગ્ય ન્યાય આપે તેના દુઃખની વાત સાંભળી પોતાથી બનતો દીલાસો આપે તે બીજા વર્ગનો પુરૂષ કહેવાય !

૩ જો રાક્ષસી પુરૂષ—કે જેઓ પોતાના સ્વાર્થ માટે અન્યને મારે અધર્મમાં રાજી રહે. વ્યભીચારી, જુગારી અને વ્યસનાધી આ સર્વે રાક્ષસી પુરૂષો કહેવાય ?

૨ જો હિંમત હૃદયમાં હોય તો, ગેબી મદદ આવી મળે છે. પણ જ્યાં કાયરપણું હોય છે ત્યાં હથીઆરથી કંઇ વળતું નથી.

૩ વિશ્વમોહિની એજ છે કે મળતાવડા અને શાન્ત સ્વભાવથી વિશ્વને કબજે કરાય ?

૪ નિર્મળ મનુષ્યો બ્હીકને માનતા નથી તેમજ ભુત વિગેરે મલીન ઓળાઓ નજીક આવતા નથી ?

૫ પાત્ર જોઇ દાન કરેલું દાનનું ફળ અવશ્યજ મળે છે પણ કુપાત્રે ગયેલા દાનનું ફળ દુઃખજ મળે છે ?

૬ સંતાનો પર કાબુ રાખવો એ તેમના જીવનને ઉચ્ચ બનાવવાનો મુખ્ય મંત્ર છે. માટે દરેક માબાપે તે ધ્યાન રાખવું ?

૭ ગજા સીવાયની ફાળ ભરવી તે હાથે કરી પગપર કુહાડી મારવા બરાબર છે. માટે પગ જોઇ ફાળ ભરવી.

૮ દયા એજ ખરૂં ડહાપણુ છે. માટે દરેક પ્રાણીપર દયા રાખવી એ મનુષ્ય ધર્મનું ખરૂં જીવન છે.

૯ કરણી તેવી પાર ઉતરણી એ સુત્ર યાદ રાખી હમેશાં સારી કરણી કરવી. સારી કરણીનું ફળ જતું નથી.

૧૦ વિદ્યાથી વિશ્વમાં સર્વ કંઇ મેળવી શકાય છે. વિદ્યા વિનાનો માણુસ પશુ સમાન છે. માટે વિદ્યા પ્રાપ્ત કરવી.

૧૧ ગરીબપર દયા, સંતપુરૂષ સાથે પ્રીતિ, સગા સાથે ડહાપણુ, રાજા સાથે ન્યાય, શત્રુ સાથે શુરાતન, વૃદ્ધ માબાપ સાથે ક્ષમા આટલી કળામાં જે પ્રવીણ છે તેજ ખરો મનુષ્ય છે.

૧૨ અહિંસા, સત્ય, ચોરીનો ત્યાગ, પ્રવીત્રતા, ઇંદ્રીય નીગ્રહ, પરોપકાર, દયા, મનનું દમન અને ક્ષમા આ નવ ધર્મના મુખ્ય સાધન છે અને મનુષ્ય જન્મની સાફલ્યતા મેળવવાનાં સુકાન છે.

૧૩ દાન, માન, અપમાન, આયુષ્ય, ઘરનું છિદ્ર, પોતાની ગુપ્ત વાત, વિદ્યા મંત્ર અને ઔષધ એટલાં વાનાં છુપાં રાખવાં એજ ઉત્તમ છે.

૧૪ દુર્જન મીત્ર માટીના ઘડાની પેઠે ન બનતાં તરતજ ગુપ્ત વાત બહાર પાડે છે પણ સજ્જન મીત્ર સોનાના કળશની માફક હંમેશાં ઉજ્વળ રહે છે, માટે મિત્ર સજ્જન કરવો.

૧૫ જેમ પતીવ્રતા સ્ત્રી પોતાના સ્વામીની રાહ જુએ, માતા પુત્રની અને ભુલો પડેલ મુસાફર પથીકની રાહ જુએ છે તેમ દરેક મનુષ્યે ઇશ્વર ભક્તિની રાહ જોવી જોઇએ.

૧૬ આ સંસારમાં ધનવાન થવા ઇચ્છનારે નીંદ્રા, સુસ્તી, ભય, ક્રોધ તથા દીર્ઘ સુત્રતા એ દોષોનો ત્યાગ કરવો.

૧૭ ભર દરીયે ડુબતો માણુસ બચવા તણુખલાની આશા રાખે પણ મનુષ્યનું દુષ્ટ મન દીન પ્રતિદીન ભવસાગરમાં ડુબકાં મારવા તૈયાર રહે છે. માટે તેને આત્મજ્ઞાનથી સમજાવી તારવું.

૧૮ કામ, અર્થ મોક્ષ અને ધર્મ એ ચારમાંથી એક પણ પુરૂષાર્થ જેણે નથી કર્યો તે આ જગ્તમાં નકામામાં નકામી ચીજ કે જે બકરીના ગળા તળે લબડતા બે રતનના જેવો છે. માટે પુરૂષાર્થ કરવું ?

૧૯ મોટા માણુસો આશ્રીત માણુસના દોષ સામું કદી જોતા નથી. ચંદ્ર દોષવાળો હોવા છતાં મહાદેવ પોતાના મસ્તકમાં ધારણ કરે છે.

કહ્યું છે કે:—

ગુણ કેડે અવગુણ કરે, એ પાપીની પ્રીત;
અવગુણ કેડે ગુણ કરે, એજ રૂડાની રીત.
ઓછે નરકે પેટમેં, રહે ન અધિક બાત;
પાવશેર કે પાત્રમેં, કેશે શેર સમાત.

૨૦ દુર્જન અને સર્પ શરખા છે છતાં સર્પ દુરજનથી સારો. કારણ કે સર્પ એક વખત ડસે પણ દુરજન માણુસ ડગલે ડગલે દુઃખ આપે માટે દુરજનથી દુર રહેવું.

૨૧ દુરીજન પારકાની ભુલને ગુન્હો ગણી દોષીત ઠેરવે છે ને પોતાની ભુલ હોવા છતાં સજ્જન બને છે માટે પ્રથમ તેની કસોટી કરવી.

૨૨ ચઢતી પડતી એ મનુષ્યના ધર્મની કસોટી છે માટે ચઢતીમાં ફુલાવું નહિ ને પડતીમાં હીંમત હારવી નહિ.

કોઇ દીન મંદીર માળા, કોઈ દીન ધીગતા લાળા,
કોઇ દીન ગાડી ઘોડા, કોઇ દીન લોખંડી તોડા.
કોઇ દીન અમૃત ભોજન, કોઇ દીન સુકી ભાજી;
કોઇ દીન પળવું પાપે, કોઇ દીન પડતા ધાયે.
કોઇ દીન સુંદર સજ્યા, કોઇ દીન ભુમી સુવું;
કોઇ દીન વિવા હોયે, કોઇ દીન રીશે રોવું.
કોઇ દીન રળવું રીઝથી, કોઇ દીન ખોવા દામને;
સંતો કહે હીંમત ન હારીએ, સંભારીએ શ્રી રામને.

૨૩ આવક કરતાં વધુ થતો ખર્ચ દુઃખનો દરવાજો છે માટે પ્રથમથીજ આવક પ્રમાણે ચાલવું.

૨૪ ઉદ્યમ, ધૈય, શૌય, શક્તિ અને પરાક્રમ એ જ્યાં વસે છે ત્યાં દેવો પણ સહાયકારી થાય છે.

૨૫ શરીર નાશવંત છે. વૈભવ એ દુઃખનો દરીયો છે તે સદા ટકતો નથી તેમ મૃત્યુ ખોળામાં છે. એમ જાણી ડાહ્યો પુરૂષ ધર્મનો ખજાનો એકઠો કરે છે.

૨૬ મિત્ર સજ્જન કોને જાણવો.

દ્વેષ થકી અળગો રહે, ક્ષમા ધરે મન માંય;
અભીમાન અળગું કરી, પાપ કરે ના કાંય.
બોલે સાચું નિત્ય જે, કરે સજ્જનનો સંગ;
વિદ્વાનો મળવા થકી, ઉરમાં રહે ઉમંગ.
સઉની સાથે સંપથી, વિનય ધરે બહુ પેર;
પર કામે યશ મેળવે, કરે ન કોથી વેર.
દયા કરે દીન ઉપરે, રોષ ધરે નહી મન;
નીજ ગુણ મુખથી નવ કહે, રહે સદાય પ્રસન્ન.
વડીલોને માન દે, રટે હ્રદયમાં રામ;
સજ્જન તેને જાણવો, કે દુઃખે આવે કામ.

૨૭ જગતમાં ધુતીખાનાર, ભુવા, જોગી, જતી અને જોષી એટલા સાથે પ્રસંગ પાડવો નહિ કારણ કે તે ત્રીજા વર્ગના પુરૂષ ગણાય છે.

૨૮ લોભ એ મોતને બોલાવવાની ચાવી છે. માટે લોભ ન કરતાં સંતોષ માનવો.

લોભ પાપનું મુળ છે, નર્ક મુળ અભીમાન;
જોતરવા જગમાં ચહે, તો છોડ લોભ અભીમાન.

૨૯ ઉદાર મનના મોટા માણસની ગોદમાં છુપાવું કારણ કે તે કદી છોડતા નથી. જેને પોતાનો માને છે તેને માથું આપે છે.

૩૦ જગતમાં સહેલ વસ્તુ ત્રણ છે.

લીખના, પઢના, ચાતુરી, સબી બાત હે સેલ;
(ત્રણમુશ્કેલ) કામ દહન, મન બસ કરન, ગગન ચઢત, મુશ્કેલ.

૩૧ જગતમાં વેર કરાવનાર માત્ર જીભ છે તેજ યશ અને અપયશ કીર્તી કરાવનારી છે. માટે જીભને વશ રાખવી.

તુળશી ઉનકી કોન ગત, બોલત બીન વિચાર ?
કટત પરાઇ આત્મા, કહી જીન્હા તલવાર

૩૨ બાળપણમાં વિદ્યા, યુવાવસ્થામાં ધન પ્રાપ્ત ન કર્યું ને વૃદ્ધાવસ્થામાં કિર્તી ન મેળવી તે મરણ આખરે શું કરી શકશે ?

૩૩ જેમ પુષ્પમાં સુગંધ તલમાં તેલ લાકડામાં અગ્ની, દુધમાં ઘી, શેરડીમાં ગોળ છે તે જેમ વિવેકથી મેળવી શકાય છે તેમ શરીરમાં રહેલા આત્માને વિવેકથી નીરખવાથી મોક્ષપદ મેળવાય છે.

૩૪ જગતમાં કેટલાંક કામ એવાં છે કે જે તરત કરવાથી ફાયદો થાય છે ને કેટલાંક વિચારથી ફાયદો થાય છે માટે સમજુ માણુસોએ વિચારી કામ કરવું.

૩૫ ગમે તેવી સદ્દગુણી સ્ત્રી હોય તોપણ ડાહ્યાપુરૂષે પોતાના મનની સાચી વાત કહેવી નહિ.

સ્ત્રીના પેટમાં વાત છેક તો, ન રહે છાની;
કરે ઉજ્જડ બધું ગામ, હોય જો મનની માની.
સ્ત્રીને છાની વાત કરે તે, મુરખ માનો,
સ્ત્રીને આગળ છાની વાત કરે તે, શાણો શાનો.
સ્ત્રી આગળ છાની વાત તે, જગમાં બધે જાહેર થશે,
માટે કરો ના વાત છાની, નહીતો મસ્તક જુદુ થશે.

૩૬ આપણાથી મોટા સાથે વેર ન કરવું, નાનાથી મશ્કરી ન કરવી તેમજ ઉખડેલ સ્ત્રીથી હસવું નહિ.

૩૭ જગતમાં નામર્દને લાતથી મુરખને થપડથી ને બળદને નાથથી રાખવાં શ્રેયસ્કર છે.

૩૮ કરજ શતરૂ, અને અગ્નીનો અંશ પણ ન રહેવા દેવો કારણ કે તે વિનાશનાં મુળ છે.

૩૯ વેરરૂપ વૃક્ષનું મોટું મુળ સ્ત્રી, ધન, અને જમીન છે માટે ત્રણેનો સંયમ રાખવો એજ મર્દાઇ છે.

૪૦ આળસ, સ્ત્રી સેવા, વતનપર પ્રીતી એ ત્રણે દુર્ગુણો મનુષ્યને નષ્ટ કરનાર છે.

૪૧ અગાઉથી વીચારનાર, વેળાસર ચેતનાર, બંન્ને સુખી થાય છે. પણ પાછળથી વીચાર કરનાર દુઃખ ભોગવે છે.

૪૨ સુખ, દુખ, ચઢતી, પડતી, લાભ અલાભ તથા જીવવું મરણું એ સર્વે ક્રમવાર પ્રાપ્ત થાય છે. તેનો ધૈર્યવાન હર્ષ શોક કરતા નથી.

૪૩ જે મનુષ્ય પારકુ ધન હરવામાં પાંગળો, પારકી સ્ત્રી જોવામાં, આંધળો તથા પારકી નિંદા કરવામાં મુંગો હોય છે તે આ જગતમાં સર્વને પ્રિય થાય છે.

૪૪ રાજા, વેશ્યા, કાળ, અગ્ની, તસ્કર, બાળક અને યાચક પારકુ દુઃખ જાણતા નથી.

૪૫ માંસ, મદીરા, હિંસા, જુગાર જુઠ એ દુરગુણોથી દરેકે દુર રહેવામાંજ સુખ પ્રાપ્તી મેળવી શકાય છે.

૪૬ માણુસ કોને જાણવો કે કામ થયા પછી પણ તેનો ઉપકાર ભુલતો નથી.

૪૭ પુરૂષ ગમે તેટલો વિદ્વાન હોય પણ જો તેને વખાણે નહિ ત્યાં સુધી વિદ્વતા નકામી છે.

૪૮ અધીકાર મળવા છતાં જો કોઇના પર ઉપકાર ન કરી શકાયો તો પછી એ કાઢી લેવાથીજ પાછળ રહેલા ધીક્કારનેજ પાત્ર છે.

૪૯ પૈસો રૂપ ને તરસ સુખને, ભીખ મોટાઇને પોતાનાં વખાણ ગુણને, ચિંતા બળને અને નિર્દયતા ધર્મને હણે છે માટે દુર્ગુણોનો વાસ ન થવા દેવો ?

૫૦ જે મનુષ્ય રાગદ્વેષથી અલગ રહી કેવળ સાક્ષીરૂપે રહી જગતને જુએ છે. તેનુંજ જીવન ધન્ય છે. ને તેજ અમર છે.

૫૧ વીરતા એ ઉંચામાં ઉંચુ પદ છે ને કંજુસાઈ કરનાર એ ધનવાન છતાં પરાભવ પામે છે.

૫૨ સજ્જન માણસો ગુણને ઇચ્છે છે રૂપને ધીક્કારે છે.

૫૩ અભિમાન એ દુનિયામાં ઉંચામાં ઉંચો પર્વત છે રાવણ પણ અભીમાનરૂપી પર્વત ઉપર ચઢી જવાથીજ લંકા દહન થઇ.

૫૪ રોગીને દવા, થાકેલાને આસન, ને તરસ્યાને પાણી ભુખ્યાને ભોજન આપવું એજ મોટામાં મોટુ પુન્ય છે.

૫૫ જ્યાં સુધી પોતાનો માણસ સામા માણસને આપણી વાત કહેતો નથી ત્યાં સુધી આપણને નુકશાન થતું નથી. કુહાડાને લાકડાનો હાથો માર્યા સિવાય લાકડાં ફડાતાં નથી.

૫૬ સંશય ટાળનાર અનર્થને દેખાડનાર શસ્ત્ર માત્ર આંખજ છે તેને જે નથી ઓળખી શકતો તેજ અંધ છે.

૫૭ ધન, ધાન્ય, તથા વિદ્યા, મેળવવામાં તેમજ આહાર તથા વ્યવહારમાં જે શરમાય છે તેજ દુઃખ વહોરે છે.

૫૮ જેણે મનુશ્ય જન્મ પામી માબાપની સેવા ન કરી તેને ચંડાળ જાણવો.

૫૯ ચિંતાતુરને, સુખ, તથા નિંદ્રા, આશાવાદીને સ્નેહી અગર ભાઇ કામાતુરને ભય અને લજ્જા અને ભુખ્યાને બળ તથા તેજ હોતાં નથી.

૬૦ મુર્ખ ઘોડે મહાલે ને વિદ્વાન પગે ચાલે તેથી મુર્ખ મોટો મનાય નહિં. પણ મુર્ખનો સરદાર ગણાય.

૬૧ ઇશ્વર પર ભરૂંસો રાખી પોતાના જીવની દરકાર કર્યા વિના ધર્મને મદદ આપનાર વિરલાજ હોય છે.

૬૨ કુ ગામમાં વાસ, કુળહીનની સેવા, ક્રોધ, મુર્ખ સ્ત્રી કુપુત્ર, તથા વિધવા કન્યા, એ સર્વે વગર અગ્નીએ શરીરને બાળનારાં છે. માટે દુર રહેવું.

૬૩ સ્ત્રીનો ભરૂસો ભુલવનાર છે દશરથને ભુલાવનાર કૈકેયી વચન લઇ દશરથ જેવાને ફસાવ્યા.

૬૪ સમય અનુસરી બોલવું, સામાની પ્રકૃતિ પ્રમાણે વરતી પ્રીય થવું એટલું સમજે તેજ પંડિત છે.

૬૫ જે પુરૂષો પ્રભુ નામમાં આળસુ રહે છે ને ખાવાપીવામાં હોંશિયાર હોય છે તેમને લાખોવાર ધિક્કાર છે.

૬૬ કામ. ક્રોધ, મદ, લોભ, નો જ્યાં સુધી જેનામાં વાસ હોય છે ત્યાં સુધી તે વિદ્વાન અને મુરખ સરખાજ છે.

૬૭ જે મનુસ્ય પૂર્વેના પાપકર્મથી હરિકથા સાંભળી શકતો નથી (જપ શકતો નથી) તે ઘેરઘેર ફરનાર કુતરાથી પણ દુષ્ટ છે.

૬૮ જેણે ક્રોધ જીત્યો છે તેણે આખું જગત વશ કર્યું છે. ક્રોધને શાન્ત પમાડવાની સૌથી સરસ દવા પાણી છે.

૬૯ સંકટમાં શાન્તતા ધારણ કરવી એ સંસારની કસોટી છે.



છપાય છે. છપાય છે.

આખી દુનાયાને હસાવવાનો ઇજારો રાખનાર.

# અટક પાંસળી હજામ

## ( નવીન રસની થોડીક વાનગી )

ભગાભાઇના બાપનું આવ્યુ બારમું—નાત બેઠી જમવા--દાળમાં થયો દગો કે મહીં આવ્યો આમલીનો ચચુકો--ઘાંચજા ભાઇને પેઠી બીક-કે-આમલીનું ઝાડ પેટમાં ઉગશે અને થડ, ડાળાં. પગ હાથમાં ફેલાશે, બાપરે બાપ, તો શી વલે થશે--પંચોએ કરી વીચાર, ભગાભાઇના કુટુંબને મુકવું ન્યાત બહાર, સાત ભાઇઓ ગયા પરદેશ કમાવા--અને ત્યાં અડડા જમાવ્યા--દરેક ભાઇનાં કરેલાં નવાં નવાં પરાક્રમ એટલે આખી દુનીયાની અજાયબી. × × ×

તમો વાંચો, તમારા પાડોશીને હસવું આવે.

છોકરાં--છૈયાં--યુવાન--વૃદ્ધ અને મરવા ભોંય સુતેલાને પણ આનંદ ઉપજાવે તેવું ચમત્કારીક પુસ્તક—

આલમની અજાયબીઓથી ભરપુર--ચમત્કારી રસની રેલ છેલ રેલાવનાર--સ્વર્ગથી અધીક આનંદ આપનાર--ઉત્તમ પુસ્તકોની પ્રથમ આવૃતીઓ ખલાસ થવાથી નવીન આવૃતી ટુંક સમયમાં બહાર પડશે.

જાપાની જાદુગર--યાને--

ઉડતો મહેલ (જાદુઇ વારતા)

જાદુઇ માછલી--યાને--

પત્થરનો પાદશાહ (જાદુઇ વારતા)

રાજમહેલનું રમખાણ--યાને--

પ્રેમનુ તોફાન (નામ પ્રમાણે કામ)

મુંબાઇના શેઠાણી--યાને--

બૈરી કે બલા (સુધરેલો ગોટાળો)

દરેક ગામમાં તમામ બુકસેલરો વેચે છે.

તમો પણ વેચશો તો પૈસા કમાશો અને વાંચશો તો આનંદ પામશો—

**વેચનાર બુકસેલર જદુલાલ નારણદાસ.**

મુ નડીઆદ.

# ગુપ્તાની અમી-કુપી



## નકલોથી હોશિયાર !!

હમારી હિંદુસ્તાન ભરમાં પ્રસિદ્ધ પામેલી અમી-કુપી ખરીદતી વખતે કાળજીપુર્વક સાવધ મનથી ખરીદ કરજો આજકાલ હમારા માલની આબેહુબ નકલ થઇ રહી છે નામની નહી માલની નહિ પણ પેકીંગ લેબલ સુધીની નકલ થઇ રહી છે માટે 'અમી કુપી' ખરીદ કરતી વખતે બાજુમાં બતાવેલું ચીત્ર છે તે પ્રમાણે પેકીંગ બોકસ અને તે ઉપર અમારો ફોટો છે કે નહી તે તપાસી લેશો નકલીયાઓથી સાવધ રહેવા આ સુચનાઆપી છે.

"અમી-કુપી" જો તમારા ગામમાં ખાત્રીની મળે નહિ, તો હમારી પાસેથી મંગાવવી તેજ ઉચીત છે કારણ કે પૈસા ખર્ચી અસલ માલ નહિ મળવા સંબંધી પશ્ચાતાપ કરવાનું કારણ મળે નહિ કીંમત શીશી ૧ નો રૂ. ૧ા, ત્રણ શીશીના રૂ. ૪) છના રૂ. ૭ા, ૧ ડઝનના રૂ. ૧૨) પો. અલગ.

અમી-કુપીની ઉત્તમતા માટે પ્રદર્શનોમાંથી મેડલ મળેલ છે.

સોલ એજન્ટ—**સી. સી. ગુપ્તા એન્ડ કંપની.**

**મુ. પો. નડીઆદ (ગુજરાત)**

## રાજશાહી વાયટોજન

### હરહંમેશ સેવન કરવાથી ૨૦ ઘોડાની તાકાતવાળી મોટર અટકાવી શકાય છે.

મગજને શાંત રાખી યાદ શકિતનો વધારો કરે છે. ચહેરો હરહંમેશ હસમુખો ખુબસુરત રાખે છે. આ દવા બનાવવામાં કેશર, કસ્તુરી, બરાસ, ઇલાયચી, જાવંત્રી, મરી તજ, સુંઠ, દ્રાક્ષ, વીગેરે વસ્તુઓનો સમાવેશ કરવામાં આવે છે સ્વાદ પણ ઘણો ઉત્તમ છે. હરહમેશાં સેવન કરવાથી ક્ષય, દમ, જુની ખાંસી, અરૂચી, અશક્તિ દુર થાય છે. આ દવા તાકાત વધારવામાં અદભુત છે. કીંમત બાટલીના રૂ. ૨) ત્રણ બાટલીના રૂ. પાા, પો. અલગ.

## રાજશાહી ગોનોરીઆ સ્પેસીફીક.

### ( પ્રમેહારી રસ. )

જુનો કે ગમે તેવો પ્રમેહ હોય માત્ર ચોવીસ કલાકમાંજ નાસવા માંડે છે. જાણે જાદુનો ચમત્કાર! એક ડોઝ પેટમાં ગયો કે બેઆની આરામ થયો છે એમ સમજો. પ્રમેહ માટે આવી ફતેહમંદ દવા બીજી કોઇ નથી પેશાબમાં આગ, બળતરા, ટીપેટીપે પેશાબ થવો, જાડો રગડા જેવો પેશાબ થવો કપડામાં ડાઘ પડવા, પેશાબની આગળ પાછળ ધાતુનું જવું, ઉનવા, હાથ પગમાં ફાટ, ઉંઘ નહી આવવી, અને આખો દીવસ એમાં જીવ લાગી રહેવો. એ સર્વ આ દવાથી નાબુદ થાય છે. જેઓ માને છે કે પ્રમેહ એક નહિ સારૂ કરી શકાય એવું દરદ છે, તેઓને હમે રાજશાહી પ્રમેહારી રસ લેવા ખાસ ભલામણ કરીએ છીએ. સો એ સો દરદી સારા થયા છે, હજુ સુધી કોઇ નિષ્ફળ થયોજ નથી. કીંમત શીશી ૧ના રૂ. ૨) ત્રણ શીશીના રૂ. પાા, પો. અલગ.

## ફકત રૂપીઆ ત્રણમાં નવી જુવાની. !

# ફ્રાન્કો હેર ડાઇ ( ખીજાબ )

આ ખીજાબથી પાંચ મીનીટમાં સફેદ વાળ કાળા કુદરતી રંગના જેવાજ થઇ જાય છે. એકજ વખત લગાડવાથી કેટલાક મહીના સુધી વાળ કાળાજ રહે છે. દર અઠવાડીએ જો લગાડયા કરે તો સફેદ વાળ કોઇ વખત માલમ પડતાજ નથી તેમજ લાલ પીળા ભુરા, રંગના વાળ થતા નથી કીંમત બાટલી ૧ ના રૂ. ૩.) પો. અલગ.

---

રકત શુદ્ધિ માટે

# રાજશાહી સારસાપરિલા.

રાજશાહી સાર્સાપરિલા વિસ્ફોટક ચાંદી, પ્રમેહ, ખસ ખરજવાં પારાનું સીસાનું ઝેર, કંઠમાળ, લકવા, સંધીવા પ્રમેહ આંખમાં કળતર, શરીર પીળુ પડવું ઝાડો સાફ નિયમિત ન આવવો વિગેરે વિકારો ઉપર ઘણો સારો ફાયદો કરે છે. તમને ડોકટર ઉંચામાં ઉંચી સારસાપરિલા લેવા ભલામણ કરે ત્યારે રાજશાહી સાર્સાપરિલાજ લેજો કીં. બાટલી ૧ નો રૂ. ૧ાા ત્રણ બાટલીના રૂ. ૪) પો. અલગ.

---

# રાજશાહી ટૉનીકસીરપ

શકિત આપનાર ઉત્તમ પદાર્થો મેળવી બનાવેલ છે, અત્યંત તેજસ્કર, બળ વર્ધક, સ્ફુર્તિકર અને ઘણો સ્વાદિષ્ટ છે. સ્નાયુની, મનની અને શરીરની દુર્બળતા, વૃદ્ધાવસ્થાની ક્ષીણતા, સ્મરણ શકિતનો નાશ; માથાનો વેગ, ચકરી કામ પર ચીત ન ચોટવું, કમ તાકાત, મનો વિકાર, લોહીનું કમતીપણું. અકાળ, વૃદ્ધાવસ્થા, પુરૂષત્વની ખામી, પેશાબનાં વિકટ દરદો, અજીર્ણ, બંધકોષ, ભુખ ન લાગવી, જીર્ણ અગર દરેક પ્રકારના તાવ વિગેરે ઘણા દરદોને એકદમ નાબુદ કરે છે, વિદ્યાર્થીઓ, શિક્ષકો, વકીલો અને માનસિક શ્રમ લેનારને અતિ ફાયદો કરે છે, ટુંકામાં અખુટ બળ, તેજ, વિર્ય. અને સ્ફુર્તિ આપનાર છે.

**કીં. શીશી ૧ ના રૂ. ૨) ૩ શીશીના રૂ. ૫ાા પો. અ.**

કાનના સણકા—પરૂ વહેવું, કાનમાં સણકા, કાનમાં દુખાવો બહેરાપણુ. કર્ણસુળ વિગેરે કાનનાં સઘળાં દરદો ઉપર અમી—કુપીનો ઉપયોગ કરવો જોઇએ એક તોલા ડુંગળીના રસમાં અથવા ૧ તોલા તલના તેલમાં અથવા એક તોલા દારૂમાં માત્ર એક ટીપુ અમી–કુપીનું મેળવી તેનાં કાનમાં ટીપાં પાડવાનું મટતાં સુધી ચાલુ રાખવું.

ઝાડા સંગ્રહણી—ઝાડા સંગ્રહણી, કોલેરા. અતીસાર ઉલટી એ રોગમા અમી—કુપી ઘણીજ અકસીર દવા છે. દીવસમાં ૧૦, ૧૦ વખત ઝાડા થતા હોય. પાતળાં પેટ આવતાં હોય, ખાધુ કે તરત ઝાડા છુટી જતા હોય કે સાધારણ ઝાડા થતા હોય. ટુંકમાં જેને ઝાડાનો રોગ થતો હોય. તેણે પહેલી તકે અમી—કુપીનો ઉપયોગ કરવો. એકજ દીવસમાં ખાત્રી પુર્વક આરામ પહોંચાડે છે ઉલટી શરૂ થતાની સાથેજ જો " અમી—કુપીનો " ઉપયોગ કરવામાં આવે તો પાંચ દશ મીનીટમાં ફાયદો પહોંચાડે છે. જ્યાં કોલેરાનો સંભવ હોય અથવા ઉપરા ઉપરી જમણવાર ચાલતા હોય યાત્રામાં ઠંડા પાણીથી સ્નાન ખોરાકનું અનીયમીતપણું અને રખડપટીથી સરદી લાગી ઉપરના રોગ થવાનો સંભવ છે તેવે–સ્થળે એક શીશી અમી–કુપીની ગજવામા રાખવી તે ઘણું ડહાપણ ભર્યું છે પોતાનો અને બીજાનો કીમ્તી જાન બચાવવા માટે દરેક ગૃહસ્થની ફરજ છે તેણે અમી—કુપીની એક શીશી ગજવામાં રાખવાની હંમેશાં કાળજી રાખવી

ઉપયોગ—દીવસમાં બેથી ચાર વખત અથવા ઘણા ઝાડા ઉલટી હોય તો દર કલાકે ચાર ટીપાં અમી—કુપી થોડા પાણી સાથે ઝાડા ઉલટી બંધ થતા સુધી લીધા જવું અથવા વધારે જરૂર જણાય તો અંદર બે ટીપાં લવીંગનો અર્ક નાંખવો લવીંગનો અર્ક રૂા. ૦ાા ની એક શીશી એ પ્રમાણે હમારે ત્યાંથી મળી શકશે.

**ચુંક આંકડી પેટદર્દ**—ઠંડા પાણીમાં રહેવાથી ખોરાકની સંભાળ નહી રાખવાથી, વાયડી ચીજ ખાવાથી, તેલમાં તળેલા પદાર્થ ગળચી ગળચી ખાવાથી ભૂખ ન હોવા છતાં ખોરાક લેવાથી. અને બીજા અનેક કારણોથી પેટમાં ચુંક, આંકડી, પેદા થાય છે તથા ઝાડો કબજ થાય છે. અને કેટલીકવાર તો એટલી બધી ચુંક આવે છે કે તે સહન થઇ શકતી નથી દરદી આસપાસના માણસોને ગભ-રાવી મારે છે તેવે વખતે અમી કુપીનાં માત્ર બેજ ટીપાંથી જાદુઇ અસર થાય છે માત્ર ૧૫ મીનીટમાં દરદ દર્દ થાય છે અને એક બેદીવસ દવા ચાલુ રાખવાથી પ્રકૃતિ પાછી અસલ હાલતમાં આવી જાય છે.

**ઉપયોગ**—દર કલાકે આંકડી બંધ થતાં સુધી બે બે ટીપાં અમી-કુપી એક એક ચમચા દુધ યા પાણી અથવા વલયારીના અર્કમાં દશ ટીપાં સાથે લીધા કરવી તેમજ પાવલીભાર તપકીર છીકણીમાં ૧ ટીપુ અમી કુપીનું મેળવી ડુંટીમાં ભરવી વલયારીનો અર્ક શીશી રૂ. ०॥ ભાવે હમારે ત્યાંથી પણ મળે છે.

**ઝેરી ડંખ**—ભમરી, વીંછુ, મધમાંખ, ચાંચડ, માંકડ, મચ્છર કાનખજુરો વિગેરેના ડંખ ઉપર અમી-કુપી અમુલ્ય દવા છે હજારો વખત તેની અજમાયેશ લેવાઇ છે અને હજી સુધી એક વખત પણ નિષ્ફળતા મળી નથી. દવા લગાડતાં વારજ અસર થવા માંડે છે. અને પાંચ મીનીટમાં તો દરદનું ચિન્હ પણ રહેતું નથી.

**ઉપયોગ**—ડંખ ઉપર એક ટીપુ અમી-કુપી ચોળવું.

**સીરદર્દ, આદાશીશી-સળેખમ**—માથાનો ગમે તેવો સખત દુખાવો, સણકા, ચસ્કા આદાશીશી, વગેરે રોગોમાં અમી કુપી ખાત્રી ભરેલી દવા છે માત્ર બે પાંચ મીનીટમાંજ આરામ થઇ જાય છે.

---

અમી- કુપીની કીંમત સીસી ૧ ના રૂ ૧॥, ત્રણ સીસીના રૂ. ૪) ૭ સીસીના રૂ. ૭॥, ૧ ડઝનના રૂ. ૧૨) પો. અલગ.

જાણે કદી માથું દુખતુંજ નથી તાવમાં પણ જ્યારે માથું દુખતુ હોય ત્યારે આ દવાથી માથુ દુખતુ તો મટી જાય છે જ. ગમે તેવો સખત દુખાવો પાંચ મીનીટમાં જ સાફ થઇ જાય છે. ઝામરના દરદીએ પણ અમી-કુપીનું સેવન કરવું કે જેથી તેઓ ખાત્રીથી ફાયદો મેળવી શકે.

ઉપયોગ—એક ટીપુ કપાળ ઉપર ચોળવું પાંચ મીનીટમાં આરામ નહી થાય તો ફરીથી બે ટીપાં ચોળવાં સંભાળ રાખવી કે આંખમાં લાગે નહીં. શીશી ખોલીને વારંવાર દવા સુંઘવાથી જુદાં દરદો ઉપર સારો ફાયદો થાય છે.

આંખનો દુખાવો—આંખનો દુખાવો, કળતર, લાલી ગરમી વીગેરે દૂર કરવા માટે સૌથી સરસ દવા માત્ર અમી કુપી છે, આંખોની ગરમી દુર થઇ જાય છે, અને લાલી કપાઇ જાય છે જ્યારે આખમાં રેતી કે કાંઇ રજ જેવું પડયું હોય છે. અને ઘણું ખુંચે છે ત્યારે તે કાઢવાનો ઉપાય આંખમાંથી પાણી પુષ્કળ કાઢવું તે છે આંખમાંથી પુષ્કળ પાણી કાઢવા માટે અમી-કુપી ઘણી સરસ અને સસ્તી દવા છે.

ઉપયોગ—આંખ ઉપરની ભમરની ઉપર એક ટીપું ચોળવાથી તરત આંખમાંથી પાણી વહેવા માંડશે અને ગરમી ઝરી જશે સંભાળજો જરા પણ આંખની અંદર જવા નહી પામે; જો ૧ તોલા સુરમામાં માત્ર એક ટીપું અમી કુપી ભેળવી પછી એ સુરમો આંખમાં આંજવામાં આવે તો તેથી પણ લાભ થાય છે. સુરમો હમારે ત્યાથી પણ મળશે.

દાંત દાઢમાં કળતર—દાંતમાંથી લોહી નીકળવું દાઢમાં કળતર દંતશુળ, સણુકા વિગેરે દાતના રોગ ઉપર તત્કાળ અસર કરવા માટે અમી કુપી ખાત્રી ભરેલી દવા છે, દાઢના સણુકાનો રોગ કેટલો ભયાનક છે તે જેને તેજ જાણે. એક એક મીનીટ એક એક યુગ

જેટલી થઇ પડે છે. તેવા વખતે અમી કુપી માત્ર લગાડવાની ખોટી છે, દાંત કે દાંઢને અડતાની સાથે આરામ થઇ જાય છે. જેમને દાંતનો રોગ અસલથી હોય તેમણે રોજ બ્રશ ઉપર એક ટીપું પાડીને તેનાથી દાંત ઘસવાની ટેવ રાખવાથી કદી પણ દાંતની પીડા થશે નહી દાઢના સણકા ઉપર જરા પુમડું ભીજવી કળતરવાળા ભાગ ઉપર લગાડવું અથવા પોલાણ હોય તો પુમડું દાબી દેવું

**દરાજ ધાધર ખસ; ખરજવું**—દરાજ અથવા ધાધર ઉપર અમી કુપી રામબાણ દવા છે બે ત્રણ વખતજ લગાડવાથી આરામ થાય છે ખસ અને ખરજવા ઉપર પણ ઘણીજ અકસીર દવા છે. આવા રોગો જુદી જુદી દવાઓ કરીને જેઓ કંટાળી ગવા હોય તેમણે છેવટના ઉપાય તરીકે અમી કુપીની અજમાશ લેવી અને હમે ખાત્રીથી કહીએ છીએ કે જેમના એ દરદનું આયુષ્ય પુરૂં થયું હશે તેમને અમીકુપીના ઉપયોગની સલાહ ખરે લાગશે. પણ જેમના એ દરદનો છેડો આવવાનું હજી દુર હશે તેઓ બીજી દવાઓનો ઉપયોગ કરવા પછી અમીકુપી વાપરશે.

**ઉપયોગ**—એક તોલા તલના તેલમાં ચાર ટીપાં અમી કુપી નાંખી દાદર ઉપર ચોળવું ખસ ઉપર લગાડવાની વખતે અગન બળે તો તલના તેલની જગાએ ચંદનનુ તેલ લેવું. ચંદનનું તેલ હમારે ત્યાંથી રૂ. ૧ માં એક શીશી મળશે.

**સોજો**—કાંઇ વાગવાથી અથવા બીજા કોઇ રોગથી શરીરના અમુક ભાગ ઉપર સોજો આવી જાય છે. તેના ઉપર અમી-કુપી ઘણી અકસીર દવા છે. બે ત્રણ વખત એક એક બે બે ટીપાં અમી-કુપી મસળવું સંભાળજો આંખમાં લાગે નહી.

---

**સંધીવા લકવો**—અર્ધાંગ વાયુ સંધાવા, લકવો, વિગેરે દઃદ ઉપર ખાસ કરીને અમી-કુપી વાપરવા લાયક છે. સાંધાઓ ઝલાઇ જઇ માણસ ખાટલા વશ કેમ ન થયો હોય, પણ લગાડતાંજ આરામ થતો ખુલ્લો જણાય છે. એકજ દીવસમાં દરદીતે પોતાને કરાર વળેલો જણાય છે. સાધારણ હાથ પગમાં થતો ફાટ, તોડ સુંચારો ઝઝણી; સાંધાઓમાં કળતર થવું, કમરમાં દર્દ, બરડાની કરોડમાં દુખાવો સુળ, પાંસળામાં કળતર, છાતીમાં દુખ થવું. હાથ પગનું ભરાઇ જવું વિગેરે દરદમાં સસ્તી કીંમતે જલદી આરામ મેળવવાનો એકલો રસ્તો અમીકુપી ઉપયોગજ છે થોડાક કલાકમાં તે મનમાનતો ફાયદો પહોંચાડે છે ગમે તેવાં જુનાં દરદ ઉપર પણ એકજ શીશી પુરતી છે ૧૦૦) રૂપીઆના ખરચે જેઓનો લકવો સારો થયો હતો નહી તેવા દરદીઓને અમીકુપીની એકજ શીશીએ સતોષકારક આરામ પહોંચાડયો હતો એવા એક બે નહિ પણ અનેક દરદીઓ ઉપર તેની અજમાયેશ લેવાઈ છે. અને તે સઘળામાં ફતેહમંદ નીવડી છે. સરસવનું અથવા તલનું તેલ ટરપેનટાઇન કે ઘાસલેટ એક તોલો લઈ તેમાં ૦ાા તોલો અમી-કુપી મેળવી દુખતા ભાગ ઉપર ખુબ ચોળવું. ઉપરથી ગરમ કપડાનો શેક કરવાથી જલદી આરામ થશે અગન બળતી જણાય તો અમી-કુપી ૦ાા ને બદલે ૦। તોલો લેવી.

**કમજોરી નિર્બળતા**—શરીરમાં લોહી ચઢતુંજ નહી હોય, ગમે તેવા ઉંચા ખોરાકની જાણે શરીર કીમતજ નહી કરતું હોય, આખો દિવસ સુસ્તી લાગતી હોય આંખો નિસ્તેજ મોં ફીકું ડાચાં બેઠેલાં છાતીનાં પાંસળાં ૫૦ કદમ દુરથી ગણી શકાતાં હોય. પાંચશેર કેચકી પાંચ પગલાં ચલાતું નહિ હોય, ચાલતાં શ્વાસ ભરાઇ જતો હોય, મન હમેશાં ઉદાસ રહેતું હોય, જીવ બળ બળ થયા કરતો હોય, રસજ્ઞપણું જતું રહ્યું હોય, નિરાશામાં દિવસો વ્યતીત થતા હોય, ઉઠી

ને ઉભું થવું ભારી પડતું હોય, આખો દીવસ સુઇજ રહીએ એમ લાગતું હોય, મગજ ઉપર પુષ્કળ બોજો લાગતો હોય યાદ શક્તિનો નાશ થતો હોય, મગજમાં અનેક ગુંચવાડાઓ ઉભા થતા હોય, ટુંકમાં જ્યારે શરીર કેવળ શક્તિ વગરનું થઈ ગયું હોય ત્યારે અમી કુપીનો જરૂર ઉપયોગ કરવો. અંદરના અને બહારના ઉપયોગથી શરીર જોરાવર હાડકાં ચીકણાં અંગ ભરાવાદાર, ચહેરો ગુલાબી, છાતી રિઠાવદાર, કમર મજબુત, હાથ પગ તાકાતવાળા, આંખો તેજ; સ્વી અને મન ઉમંગી બની મગજ પણ આનંદી બને છે. એકજ શીશીનો ઉપયોગ તમોને જરૂર સંતોષ આપશે. વિદ્યાર્થીઓને ખસુસ કરી વાપરવુ જોઇએ ધાતુપૌષ્ટિક દવાઓમાં પહેલો નંબર અમી-કુપી નો આવે છે.

ઉપયોગ—એક તોલો ઘી અને અડધો તોલો મધ અથવા ૧ તોલો માંખણ અને અધો તોલો પીસેલી સાકર અથવા એક તોલો બદામનું તેલ અથવા ૧૦ તોલા દુધ એમાંના કોઇપણ અનુપાન સાથે બે બે ટીપાં અમી-કુપી સવાર સાંજ લેવું.

**મંદ જઠરાગ્નિ, અજીર્ણ, અપચો—સર્વ રોગનું કારણ** અજીર્ણ બદહજમી છે માણસને જ્યારે ખોરાક ઉપર અરૂચી થાય છે ત્યારે જાણવું કે રોગની શરૂઆત થઇ ચુકી છે માટે તેનો તત્કાળ ઉપાય કરવો ગમે તેવા અજીર્ણમાં અમી-કુપીનાં માત્ર બેજ ટીપાં ઘણી સારી અસર કરે છે એક દીવસમાં કકડીને ભુખ લાગે છે અને કોઇપણ પ્રકારનો ખોરાક ખુશીથી જરપત કરી શકાય છે જો પંદર દીવસ લાગલાગટ બબ્બે ટીપાં અમી કુપીનાં લેવામાં આવે તો

---

હંમેશ કરતાં ડબલ ખોરાક રૂઠાવો શકાય છે અને પાચન કરી શકાય છે

ઉપયોગ—રોજ બંને વખત જમ્યા પછી એક ચમચા પાણી સાથે દસ ટીપાં સુંઠનાં અર્ક સાથે બે બે ટીપાં અમી–કુપી અને એક ચમચો પાણી મેળવી પીવું સુંઠનો અર્ક અગર હમારે ત્યાંથી મંગાવશો તો દર શીશી દીઠ રૂ. ૦॥ પડશે.

ક્ષય. ખાંસી, દમ, ઉટાટીયું—ખાંસી, દમ–શ્વાસ, ક્ષય બાળકોનું ઉટાંટીયું વગેરે છાતીના દરદો ઉપર અમી–કુપી ઘણી અસરકારક દવા છે બે ત્રણ દીવસ દવા ચાલુ રાખવાથી જરૂર આરામ પહોંચે છે. "રોગનું ઘર ખાંસી" એ વાત યાદ રાખજો. અને શરૂઆતના ઉપાય તરીકેજ અમી કુપી ઉપયોગમાં લેજો જેથી તમારી જાતનું અને પૈસાનું રક્ષણ કરી શકશો દમ અને ક્ષયના દરદીઓ એ સામાન્ય રીતે એક મહીનો દીવસ અમી–કુપીનું સેવન ચાલુ રાખવું જોઇએ ઓછા ખરચે વગર તકલીફે અને ટુંકી મુદતે ફાયદો મેળવવાનો રસ્તો આ એકજ છે.

ઉપયોગ—બે ટીપાં અમી–કુપી સવાર સાંજ જમ્યા પછી એક ચમચા દુધ સાથે લેવું ૦૧ તોલો અમી કુપી ૮ તોલા ચોખ્ખા ટરપેનટાઇનમાં મેળવી તે મેળવણીને શીશીમાં ભરી રાખી રોજ તેમાંથી છાતી ઉપર ચોળવું અને ઉપરથી શેક કરવો ટરપેનટાઇ રૂ. ૦॥ ની શીશી એક હમારે ત્યાંથી મળશે.

પ્લીહા–બરોળ—બરોળના દરદીએ ખાસ કરીને અમી–કુપી અજમાવવું જ્યાં કોઇ દવાએ ફાયદો નથી પહોંચાડયો ત્યાં તે જરૂર સારૂ પરિણામ લાવશે થોડા ખરચે જલદી આરામ કરવાનો એકજ રસ્તો છે અમી કુપીનો અજમાશ લેવી.

ઉપયોગ—સાચા મોતીની છીપની ભસ્મ બે આની ભાર લઇ

તેમાં બે ટીપાં અમી-કુપી મેળવી રોજ દિવસમાં બે વાર જમ્યા પછી ખાવી. છીપની ભસ્મ હમારે ત્યાંથી મંગાવવામાં આવશે તો રૂ. ૧) ની તોલો એક એ હિસાબે મોકલવામાં આવશે.

પ્રમેહ-ગમે તે જાતનો ગમે તેવો પ્રમેહ હશે પણ અમી-કુપીથી તે જરૂર મટશેજ.

ઉપયોગ-રોજ સવારમાં ૧) તોલો વાટેલા ગોખરૂ ૧ તોલો દાડમડીનાં પાંદડાંનો રસ ૧] તોલો દળેલી સાકર ત્રણે મેળવી તેમાં બે ટીપાં અમી-કુપી નાખી પી જવું અથવા દસ કે બાર ટીપાં ચોખ્ખું ચંદનનું તેલ તેમાં બે ટીપાં અમી કુપી મેળવી રોજ સવાર-સાંજ ચાટી જવું ચંદનનું ચોખ્ખું તેલ હમારે ત્યાં પણ મળશે કી. રૂ. ૧

ચામડીનું ફાટવું-શિયાળામાં ઘણુ કરીને દરેક માણસના હાથ પગની ચામડી ઓછી વધારે પણ ફાટયા વિના નથી રહેતી તેવે પ્રસંગે અમી-કુપી વાપરવા લાયક દવા છે.

ઉપયોગ-માંખણ ઘી, તેલ, દીવેલ, અથવા વેસેલીન એમાંથી કોઇપણ ચીજ ૦ાા તોલો લઇ તેમાં બે ટીપાં અમા-કુપી નાંખી ચોળવું એટલે જલદી આરામ થઇ જાય છે

નપુંશકતા-વિર્યનો કોઇપણ રીતે નાશ થવાથી આ દરદ ઉત્પન્ન થાય છે સૃષ્ટિ વિરુદ્ધ કર્મ હસ્ત દોષ, અતિશય વિહાર, રાત દિવસ હલકી ભોજના વિચારો બીભત્સ વાંચન લેખન, સ્વપ્નાવસ્થા ઇત્યાદિ કારણોથી વિર્યનો અઘટિત રીતે નાશ થઈ માણસ પુરુષત્વ ખોઇ બેસે છે તેવે વખતે તેમને ચિંતામાંથી મુક્ત કરનાર એક અમી-કુપી એજ ખરો આધાર છે ધાતુક્ષિણતાથી ઢીલી પડેલી

નસોને પાછી તંગ બનાવી તેમાં તાકાત લાવવા માટે અમી-કુપી રામબાણ દવા છે પુરૂષત્વના નાશથી જેઓ રાત દીવસ ચીંતામાં રહેતા હોય હજારો જાતની દવાઓ વાપરીને જેઓ નિરાશ થઇ ગયા હોય તેઓને છેલ્લા ખાત્રી ભરેલા ઉપાય તરીકે અમી-કુપી વાપરવાની ભલામણ કરવામાં આવે છે અને હમો ખાત્રી આપીએ છીએ કે એકજ શીશીથી તેઓની ભવની ચીંતા ખચીત ટળી જશે ઉપયોગ રોજ સવાર સાંજ ૫ પાંચ ટીપાં માલકાકણીના તેલમાં એક ટીપુ અમી કુપી મેળવી તેને ચોળવું માલકાંકણીનું તેલ ફી શીશી રૂ. ૦।।

પ્રદરરોગ—સ્ત્રીઓના પ્રદર રોગ ઉપર અમી-કુપી અજાયબ અસર કરે છે રક્ત યા સ્વેત પ્રદર ઉપર તે આપી શકાય બે ચાર દીવસમાં તેનાથી આરામ થઇ જાય છે સ્ત્રીઓને તંદુરસ્ત આરોગ્ય મજબુત બાંધાની રાખવાથી તેમની સંતતી પણ નિરોગી બનાવી શકાય છે સ્ત્રીઓને નિરોગી બનાવવા માટે દર વર્ષે એક શીશી અમી-કુપી આપવામાં આવે તો સુવાવડોમાં આવનારી નબળાઇથી પણ તેમનું રક્ષણ કરી શકાય. ઉપયોગ સવાર સાંજ જમ્યા પછી દરેક વખતે ૦।। તોલો નાગકેસર (ઝીણું વાટેલું લઇ તેમાં એક તોલા માખણ તથા બે ટીપાં અમી કુપી મેળવી ખાવું ઉપરથી રૂચી અનુસાર દુધ પીવું.

શરદી—અતિશય શરદી થઇ જવાથી માણસ ઘણી વાર ઠંડો ગાર બની જાય છે સ્થિતિ ઘણી ભયંકર છે અને જો આ સ્થિતિ માંથી તત્કાળ તેને બચાવવામાં નહિ આવે, અંગમાં ગરમી લાવનાર ઉપચારો કરવામાં નહિ આવે તો થોડા કલાકોમાં તેનું આયુષ્ય પુરૂં થઇ જાય છે ગરમી લાવનારા બીજા સઘળા ઉપચારોમાં તત્કાળ કામ લાગે જલદી અસર કરે અને વળી સસ્તો પડે તેવો ઉપાય અમી-કુપીજ છે આવી સ્થિતિમાં તે પગના તળીએ ચોળવાથી આખા શરીરમાં ગરમી આવી જાય છે અને બે ટીપાં પેટમાં જતાંની સાથેજ

હુશિયારી આવી જાય છે, ઉપયોગ એક તોલા સરસીયાનું તેલ લઇ તેમાં ૧૦ ટીપાં અમી-કુપી મેળવી ખુબ ચોળવું વધારામાં જરૂર જણાય તો ૧૦ ટીપાં તજનું તેલ ઉમેરવું તજનું તેલ હમારી પાસેથી મગાવતાં રૂ, ૦ાા ની એક શીશી મોકલવામાં આવશે.

**તાવ**—ઠંડીનાં લખલખાં આવીને, રોજીંદો એકાંતરીઓ, ચોથીયો ગમે તેવો તાવ આવતો હોય તેને નાબુદ કરવાને સહેલો ઉપાય અમી-કુપી છે જીર્ણજ્વર ઉપર પણ તે ઘણું સારૂં કામ કરે છે સેંકડે ૮૦ માણસોને તેથી આરામ થઇ જાય છે ઉપયોગ તુળસી આદુ અને ખાવ નાં પાન પ્રત્યેકનો રસ (૦ા) તોલો મેળવી તેમાં બે ટીપાં અમી કુપી નાખી દરદીને દિવસમાં બે વખત પાવું.

**ન્હારૂ**—ન્હારૂ અથવા વાળો એ એક જાતનો તારના રૂપનો કીડો છે ખરાબ પાણી અથવા બીજાં ઘણાં કારણોથી માણસના શરીરના ગમે તેવા ભાગે વાળો નીકળે છે એકવાર વાળો બહાર દેખાયો કે તેને બાંધી રાખવો પડે કારણ તાણી કાઢતાં તે તૂટી જાય છે અથવા અંદર પેસી જાય છે તો તે પોતાનો રસ્તો ફેરવે છે અને ઘણી ઘણી વેદના દિવસો કે મહીનાઓ સુધી આપે છે અમી-કુપી લગાડવાથી વાળો બળી જાય છે ઉપયોગ ચાર ટીપા હીંગનો અર્ક લઇ તેમાં બે ટીપાં અમી કુપી નાખી થોડુ પાણી ઉમેરી રોજ દિવસમાં ત્રણ વાર પાવું હીંગનો અર્ક હમારી પાસેથી મંગાવશો તો રૂ. ૦ાા શીશીને હિસાબે મોકલીશું.

**જંતુ નાશક**—ઘરમાં ખાળ, મોરિયો, વિગેરે જગાઓ સાધારણ પાણીથી ધોવા છતાં ઘણી દુર્ગંધી મારે છે તથા જીવ ઉત્પન્ન થાય છે. આવી વખતે ઘરમાં વસનારને ઘણો કંટાળો ઉપજે છે. એટલુંજ નહિ પણ એવી દુર્ગંધમાં વસવું તે પણ જોખમ ભરેલું

છે થોડા પાણીની અંદર બે ટીપાં **અમી–કુપી** નાંખી તેવી જગાઓ સાફ કરવામાં આવે તો દુર્ગંધી દુર થશે એટલુંજ નહિ પણ હાની કરતા જંતુઓનો નાશ થાય છે,

**માંકડ**—પલંગ, ખુરસી, ટેબલ, મેજ, કબાટ, અભરાઇ, બારી, બારણાં ભીતની તરડો વિગેરે જગાઓમાં માંકડ પુષ્કળ ભરાઇ રહે છે. તેમનો નાશ કરવા માટે **અમી–કુપી** ઘણી અકસીર દવા છે. માંકડનો કંટાળો લગભગ દરેક ઘરમાં હોય છે. અને માંકડના ઉપદ્રવથી બચવાની ઇચ્છા પણ દરેકને હોય છે ત્યારે માંકડનો નાશ કરવા ઉપરાંત જેમાં બીજા સેંકડો ગુણો સમાયલા છે તેથી **અમી—કુપી**ની દરેક ઘરમાં જરૂર છે એ વાત પુરવાર થાય છે.

**ઉપયોગ** સાબુનું ફીણ બનાવીને તેનું પાણી ગ્લાસ ભરીને તૈયાર કરી તેમાં ચાર ટીપાં **અમી—કુપી** નાંખી માંકડ ભરાવાની જગ્યાઓમાં તે ઉતારવું એથી માંકડ મરી જસે અને મહીનાઓ સુધી તે જગામાં માંકડ ભરાઇ બેસશે નહીં

**હરસ**–હરસની પીડા જેને વીતી તે જાણે જ્યારે હરસની દવા કરી કરીને તમો કંટાળી ગયા હોય, ત્યારે છેલ્લા ઉપાય તરીકે માત્ર **અમી—કુપી** અજમાવજો અને ખાત્રીથી એ પીડા હંમેશની દુર થઇ જશે.

**ઉપયોગ**—રોજ સવારમાં અડધો તોલો વાટેલું નાગકેશર ૦। તોલો વાટેલી સાકર ભેગાં કરી તેમાં બે ટીપાં **અમી—કુપી** નાંખી ફાકી મારવી અને ઉપરથી ૦। શેર દુધ પી જવું જો ફાકવું પસંદ નહી હોય તો માખણમાં મેળવી ચાટવું.

**ઉંચું નાગકેશર દળેલું તૈયાર શીશી ૧)નો રૂ. ૦।। હમારે ત્યાંથી પણ મળશે.**

**મ્હોં–આવવું**—ગમે તે કારણથી મોં આવ્યું હોય, અવાળુ ફુલી ગયાં હોય, મોંમાં ચાંદાં ધારાં પડી ગયાં હોય, બધું બે ચાર વખતમાંજ મટી જાય છે.

**ઉપયોગ**—ના તોલો કબાબચીની (ચીણીકબાલા) બારીક વાટી તેમાં માત્ર એક જ ટીપું અમી કુપીનું નાખી મેળવી મોંમાં ચોપડવું અને મોં ગળતું મુકવું. (લાળ જવા દેવી) એ રીતે દિવસમાં ત્રણ કે ચાર વખત કરવું.

**પેટ ચઢવું પવનનું ધુંચાવું—અમી-કુપી** જરા હથેળીમાં લઇને પેટ ઉપર ડુંટીની આસપાસ તેમજ પેઢુ પર ચોળવું. એકાદ કલાકમાં પવન છુટીને પેટ હલકુ પડશે.

**શુળ**—છાતીમાં, પાંસળામાં અગર કમરમાં સુળ આવી ચસકા મારતા હોય તેને માટે **અમી-કુપી** અકસીર છે. દરદવાળા ભાગ ઉપર **અમી-કુપી** ચોળી શેક કરવો.

ઉપર લખવામાં આવેલા **અમી-કુપીના** સઘળા ગુણ અતિશયોકિતથી કેવળ નિરાળા છે. દરેક ઘરમાં તેની આજકાલ જરૂર છે. પોતાના સ્વાર્થને માટે ઘણા માણસો આ શીશી ખરીદ કરે છે. જે ઘરમાં **અમી-કુપીની** એક શીશી છે તેને વૈદ્ય ડોકટરોની જરૂર કવચીતજ પડે છે.

**કીમત**—ગુપ્તાની **અમી-કુપી** એક શીશી સેંકડો રૂપીઆની કીંમતની છે એમ કહીએ તો ચાલે કારણ કે તેનાથી વૈદ ડોકટરનાં મોટાં બીલો ભરવાનાં બચી જાય છે. ગરીબોને પણ દવા વાપરવાનો લાભ મળે છે તેટલા માટે ફકત તેની કીંમત શીશી એકનો રૂ. ૧ાા, ૩ શીશીના રૂ. ૪) ૬ શીશીના રૂ. ૭ાા, ૧ ડઝન શીશીના રૂ. ૧૨) ટપાલ ખર્ચ જુદું.

---

અમી-કુપી ાા કીંમત શીસી ૧ ના રૂ. ૧ાા, ત્રણ શીશીના રૂ. ૪) ૭ શીશીના રૂ. ૭ાા, ૧ ડઝનના રૂ. ૧૨) પો. અલગ.

## રાજશાહી મેન્થાલ ઓઇન્ટ મેન્ટ

### (શીરદર્દની દવા)

એક મહાન વિદ્વાન ડોકટરની શોધ ઉપરથી બનાવેલો છે. આ મલમ ચોળવાથી માથાનો દુખદાયક રોગ ટુંક વખતમાં નાબુદ થાય છે આ રામબાણ ઉપાયની એક બાટલી દરેક કુટુંબોમાં અવશ્ય રાખવાં જોઇએ. કીંમત શીશી ૧ નો રૂ. ૦ાા ત્રણ શીશીનો રૂ. ૧ા, ૧ ડઝનના રૂા. ૪) પો. અલગ.

## રાજશાહી રૂમેટીઝમ ઓઇલ

### [ વાતહરણ તેલ ]

૨૪ કલાકમાં પ્રત્યક્ષ ફાયદો

વાથી દરેક અંગ ઝલાઇ ઝકડાઈ કેમ નહિ ગયાં હોય, દરદી ખાટલા વશ હોય, સાંધાઓમાં હદ બહારનું કળતર, કમરમાં દુખાવો છાતીમાં, પાંસળામાં દદ, બરડાની કરોડમાં નહિ સહન થાય તેવી પીડા, હાથ પગમાં ફાટ અરધાંગ વાયુ, ૫રતો વા સરદીથી શરીરમાં થતા તોડ વિગેરે રોગો ઉપર આ તેલ ચોળવાથી તદન આરામ થાય છે. તેલ ચોળતાં ચોળતાં જ જાણે આરામ થતો હોય તેમ દરદીને લાગે છે. આજકાલ રાજશાહી રૂમેટીઝમનો મોટો ઉઠાવ છે કીંમત શીશી ૧ ના રૂ. ૨) ત્રણ શીશીના રૂ પાા પો. અલગ.

## રાજશાહી બાલામૃત.

ગુલાબી ગાલ, ભરેલું અંગ, તેજસ્વી આંખ, ભગવાદાર બાલક, હસતું બોલતું બાળક આપણને કેટલું પ્રીય લાગે છે તેના ઉપર ફોનોગ્રાફ અને ગ્રામોફોન કરતાં તમારૂં એક નાનું રંગીલું હસમુખું વાચાળ આનંદી બાળક પોતાના કુટુંબીઓ ઉપરાંત તમારા પાડોશી અને દોસ્તોને વધારે સારી રીતે રીઝવી શકશે શું તમે એક બાળકના માતા પિતા છો! તમારૂં બાળક તન્દુરસ્ત અને આનંદી છે નહિ તો શા માટે

રાજશાહી બાલામૃત નથી વાપરતા એકથી ત્રણ શીશી સુધીમાં તમારૂ બાળક સુંદર અને નીરોગી થઈ ઘરમાં પાડોશમાં શેરીમાં કે પોળમાં આનંદ આનંદ વર્તાવી મુકશે કીંમત શીશી ૧ નો રૂ. ૧) ત્રણ શીશીના રૂ. ૨ાા પો. અલગ.

## રાજશાહી ઈચ ઓઇન્ટ મેન્ટ
## [ ખસની દવા ]

આ ચોપડવાની દવા છે. માત્ર બે ત્રણ વખત ચોપડવાથી ખસ મટી જાય છે એમા જરા પણ શક નથી કીમત રૂા. ૦ાા ત્રણ શીશીના રૂ. ૧ા, ડઝન ૧ ના રૂ. ૪ પો. અલગ.

## રાજશાહી એકઝામા ઓઇન્ટમેન્ટ.
## [ ખરજવાની દવા ]

ખરજવાં બે પ્રકારનાં છે. લીલુ અને સુકું લીલામાંથી પાણી ઝર્યા કરે છે આ દરદ મટતુ નથી અને જો દવા કરવામાં ન આવે તો તે આખા શરીરે પથરાઇ જવાનો સંભવ છે માટે તેની દવા તરત જ કરવી કીંમત શીશી ૧ રૂ. ૦ાા ત્રણ શીશીના રૂ. ૧ા

લોહીના બગડવાથી વારંવાર ખસ, ખરજવું, દાદર નીકળ્યા કરતી હોય તો એક બે શીશી રાજશાહી સારસાપરીલા પીવાથી જલદી આરામ થઇ જશે. રાજશાહી સારસાપરિલાની કીમત રૂ. ૧ાા ત્રણ શીશીના રૂ. ૪)

## રાજશાહી કફ પીલ્સ.
## [ખાંસીની ગોળીઓ]

ગમે તેવી નવી જુની હઠીલી ખાંસી કોઇપણ દવાથી ન જતી હોય તો ફકત બે દીવસમાં રાજશાહી કફ પીલ્સથી પુરાની સુકી ખાંસી, ગોળી લેવાની સાથે નરમ પડતી જાય છે એક જ દીવસમાં તેનો ચમત્કાર બતાવે છે કિંમત રૂ. ૦ાા ત્રણ શીશીના રૂ. ૧ા ડઝન ૧ ના રૂા. ૪) પો. અલગ.

## રાજશાહી રીંગવર્મ ઓઇન્ટમેન્ટ
## [દરાજનો મલમ]

ગમે તેવી હઠીલી કાળી કે લાલ દરાજ અગર ખુજલી શરીરના કોઇ પણ ભાગમાં લાગેલી હોય અને અનેક ઉપાયો લીધા છતાં ફાઇદ નહિં મટતી હોય તો છેવટે આ મલમ અજમાવી જોવો એથી ત્રણ વખત લગાડવાથી જડમુળથી નાબુદ થાય છે કીમત રૂ ૦ાા ત્રણના રૂ. ૧ાા. ૭ ના રૂા. ૨ા, ડઝન ૧ ના રૂા. ૪)

## રાજશાહી ભીમસેની ચુર્ણ.

અજીર્ણ થયું છે કે? ખાટા ઘચરકા આવે છે કે? પેટ ડમડમ બોલે છે કે? ખોરાક જોતાંજ દીલ કમકમે છે કે? ત્યારે ભલા માણસ રાજશાહી ભીમસેની ચુર્ણજ વાપરો? અન્ન પચે નહિ અન્ન ઉપર રૂચી લાગે નહીં ત્યારે ભીમસેની ચુર્ણ ખાઇ જોઇ લ્યો ગમ્મત દહાડામાં બેની જગાએ ચાર વાર અને સીંગલની જગાએ ડબલ નહીં તો દોઢો ખોરાક તો જરૂર લેવો પડશે. ખાશો ખાશોને જાણે ભૂખ્યાભીમ? પેટમાં ભુખ નહી હોય અને ઘી, દુધ. શક્તિની દવાઓ હોજલીમાં ભરે જાવ અને પછી વાત કરો કે કોઇ ચીજનો ગુણુજ લાગતો નથી. પણ લાગે શી રીતે? ભીમસેની ચુર્ણ વાપરી પ્રથમ તમારા જઠરાગ્નિને ભડભડાટ સળગાવી દ્યો અને પછી તેમાં ઘી, દુધ અને પોષ્ટિક વસાણા નાંખી જુવો! પછી માલમ પડશે તે કેવાં ગુણકારી છે. કીંમત રૂા ૦ાા ત્રણ શીશીના રૂા. ૨) પો. અલગ.

## રાજશાહી સ્તંભનરાજ પીલ્સ.

લ્યો? સારેપો લ્યો આ તેજ દવા છે કે જેને માટે આજકાલના નવજુવાનો રાત્રી દીવસ ખુણે ખાચરે ભારે ઉત્સાહથી શોધખોળ ચલાવે છે અને ખરી દવા મળે તો મ્હોં માગ્યા દામ આપવા તૈયાર છે તે જ આ દવા છે! રતિ–સુખની સંપૂર્ણતા પ્રાપ્ત કરવા માટે આ દવા વગર દરીદ્રની જેમ ની માત્ર રૂ ૧ાા, ૩ શીશીના રૂ. ૪ પો અલગ

એક રૂપીઆથી ઓછી કીમતનો માલ મોકલવામાં આવશે નહી.

# રાજશાહી લ્યુકોરીના.

સેંકડો નૌજુવાન રમણી રત્નો મુગ્ધા અવસ્થા નો લાભ લીધો ન લીધો એટલામાં આ બુરા રોગમાં ફસી પડી હોય છે. યૌવાન રૂપી ખીલતી કળી પોતાની પાંખડીઓને વિકાશ આવતાં આવતાંજ કરમાઇ જાય છે, લજ્જાને લીધે સેંકડો સ્ત્રીઓ પોતાનું આ ગુપ્ત દરદ બને ત્યાં સુધી છુપાવવાની કોશીષ કરે છે પરંતુ મોં ઉપરની તે ગુલાબી લાલી, આંખનો તે થનથનાટ હૃદયનો તે ઉમળકો, મનનો તે આલ્હાદ, ભ્રગુટીનું તે મોહક પણું શરીરનું તે તેજ, વૃત્તીઓનું તે રસીક પણું, હાસ્યમાં રહેલી તે મધુરતા એ સર્વ તેના પુર બહારમાં ખીલી ઉઠવાના વખતેજ નષ્ટ થતું જણાય છે, ત્યારે ચતુર જોનારથી તે છુંપું રહી શકતું નથી આ સર્વનું કારણ માત્ર તે બુરો પ્રદર રોગજ છે તેનાથી સ્ત્રીઓનો બને તેટલો જલદી ઉદ્ધાર થવો જોઇએ નહિ તો રોગ દીન પર દીન વૃદ્ધિને પામી સ્ત્રીઓને મરણનાં વિકાસી રહેલાં ડાચામાં ધકેલી મુકે છે. પેડુમાં દરદ પાણીનું નીરંતર ટપકયા જવું, લાલ કે સફેદ ડાઘ કપડામાં પડવા સંસાર સુખ ઉપર અભાવ આવવો, એ સર્વમાંથી સ્ત્રીઓનાં રક્ષણ ને માટે સ્હેલો અને ખાત્રી ભર્યો રસ્તો એ કે રાજશાહી લ્યુકોરીના આપવી અને જુવો કે તરતજ કરમાઇ જતી જુવાની ફરીથી તેના પુર્ણ બહારમાં કેવી ખીલી ઉઠે છે. કીંમત શીશી ૧ ના રૂ. રાા, ત્રણ શીશીના રૂ. ૭ાા પો. અલાયદ.

### છેલ્લામાં છેલ્લી પદ્ધતિથી બનાવેલું

## રાજશાહી હેર ઓઇલ.

આજ સુધી જે કંઇ તેલ માથામાં નાખવાનાં બજારમાં વેચાય છે તેમાં સૌથી આ છેલ્લામાં છેલ્લું સુધરેલી ઢબનું બનાવવામાં આવ્યું છે જે દુનીયામાં તમામ ભાગમાં એક અવાજથી વખણાયલું છે. માથામાં નાખવાથી માથામાં ઠંડક આપે છે. આંખોનું તેજ વધારે છે. અને આજના નવી ફેશનમાં જેવા જોઇએ તેવી રીતના વાળ ગોઠવી શકાય છે. કીંમત બાટલી એકનો રૂ. ૧) ત્રણ બાટલીના રૂ. ૨॥ પોસ્ટેજ અલગ.

### વગર ઇજાએ વાળ કાઢવા માટે.

## રાજશાહી સાબુ.

આ સાબુ જે જગ્યા ઉપર લગાડવામાં આવે છે તે જગ્યાના વાળ ઘણીજ સફાઇથી દુર થાય છે ચામડીને કંઇપણ ઇજા થતી નથી ચામડીનો કુદરતી રંગ બનાવે છે વાળ કાઢવાના દરેક સાબુઓમાં રાજશાહી સાબુ સૌથી સરસ નીવડયો છે ત્રણ સાબુના એક બાક્સની કીં. રૂ. ૧) બાર સાબુ (બોકસ ૪) કીંમત રૂ. ૩) પો. અલગ.

### સુગન્ધિ સામ્રાજ્યનો વિજયી સમ્રાટ.

## ઓટો રાજશાહી.

રૂમાલમાં અગર કપડાં ઉપર થોડાં ટીપાં નાંખવાથી સેંકડો તાજાં ફુલોની સુગંધી પ્રસરી રહે છે. આસપાસનાઓને અજાયબીમાં ગરકાવ કરે છે. શુભ અવસરે, લગ્ન પ્રસંગે, ભળતા અજાણ્યા સેન્ટોમાં પૈસા બરબાદ કરતા પહેલાં ઓટો રાજશાહી, વાપરી ખાત્રી કરી જુઓ, ખર્ચેલા પૈસાનો પુરતો સંતોષ મળશે. કીંમત બે ડ્રામ નીકલ-કેશ શીશી ૧ નો રૂ. ૧।, ત્રણ શીશીના રૂ. ૩।, પો.અલગ

**સી. સી. ગુપ્તા એન્ડ કંપની મુ. પો. નડીઆદ. (ગુજરાત)**

સી. સી. ગુપ્તા એન્ડ કંપની મુ. પો. નડીઆદ (મુંબઇ)

હરેક પ્રકારના તાવને એકજ દિવસમાં ભગાડનાર

# રાજશાહી એગ્યુનો ??

મેલેરીઆ તાવ, હઠીલામાં હઠીલા તાવ, રોજ આવનારા, એકાંતરીઆ, ચોથીયા, લીવર તથા બરોળ વધી ગઇ હોય તેમાં **રાજશાહી એગ્યુનો** આબાદ અસર કરે છે.

## રાજશાહી એગ્યુનોમાં વિશેષ ગુણ શું છે ?

બીજી દવાઓ માફક કાન બંધ થતા નથી, કબજીઆત થતી નથી પણ જુલાબ સાફ લાવી ભુખ લગાડી શકિત આપે છે કીં. બાટલી ૧ નો રૂ. ૧) ૩ બા. રૂ. ૨ાા

# રાજશાહી આઇડ્રોપ્સ

સવાર સાંજ રાજશાહી આઇડ્રોપ્સનાં ટીપાં આંખમાં નાંખવાથી દુખવા આવેલી આંખો તદન મટી જાય છે. ખીલ, આંખમાં બળતી ઝાંખ, આંખમાંથી ઝરતું પાણી, આંખમાં થતું ફુલતર, રતાંધપણું વિગેરે આંખના તમામ દરદોને નાબુદ કરે છે.

આંખમાં ટીપાં પાડવાની ટ્યુબ સાથે કીંમત બાટલી ૧ નો રૂ. ૧) ત્રણ બાટલીના રૂ. ૨ાા પો. અલગ

સી. સી. ગુપ્તા એન્ડ કંપની

મુ. પો. નડીઆદ (ગુજરાત)